# A GUIDE TO
# NELSON'S INDIAN READERS
# BOOK III.

## નેલસન્સ ઇન્ડિયન રીડર્સ
## નં. ૩ જાના મીનિંગ.

(કોઇની પણ મદદ વગર વિદ્યાર્થીઓ સમજી શકે
એવી રીતે બધા શબ્દોના ઉચ્ચાર, અર્થ તથા
પદચ્છેદ, ગુજરાતી તરજુમો સમરી અને
બીજી ઉપયોગી માહિતી સાથે.)

BY
**CHHABILDAS CHHOTALAL Patel,**
Late Head Master, National School;
VIRAMGAM.

*Published by*
**JIVANLAL & SONS,**
Booksellers & Publishers
**Kalbadevi Road, BOMBAY. No. 2.**



First Edition.] Copies 2000. [A. D. 1929.
**Price Rs. 1-2-0** કિંમત રૂ. ૧-૨-૦

Tu

# NOTES
## ON
# on's Indian Reader No. 3

## Lesson 1.

Iroductory, (ઇન્ટ્રોડક્ટરી)= પ્રાસ્તાવિક. Prefatory.

M. ences, (સેન્ટન્સીસ)=વાક્યો.

Unless, conj. (અનલેસ)=સિવાય. If not. As long as not.

Bubbles, (બબલ્સ)=પરપોટા.

Cyclops, (સાયક્લૉપ્સ)=A race of giants. રાક્ષસની એક જાત.

To intend, (ટુ ઇન્ટેન્ડ)=ઇરાદો રાખવો. To wish. To mean.

To escape, (ટુ એસ્કેપ)=નાસી જવું. To runaway. To flee away.

Holiday, (હૉલી ડે)=રજાનો દિવસ. તહેવાર. A day of rest.

To refuse, ( ટુ રીફ્યુઝ )=ના પાડવી. To decline.

He would not have been blinded=He would not have been made blind. તેને આંધળો બનાવ્યો ન હોત.

Mistake, ( મીસ્ટેઇક ) = ભુલ. Error.

*N. B.*=Nota Bene=બરાબર ધ્યાન આપો. Mark well.

To imitate, ( ટુ ઇમીટેઇટ )= અનુકરણ કરવું.

Composition, (કૉમ્પોઝીશન)= લેખન.

Thought of pretending, ( થૉટ ઓફ પ્રીટેન્ડીન્ગ )=ડોળ કરવાનો વિચાર કર્યો. Thought of feigning.

Raichore, ( રાયચોર )=રાયચુર શહેર. A city in India.

Conversation, (કૉન્વરસેશન)= વાતચીત. Talk.

Ewe sheep, ( યુ શીપ )=ઘેટી. Female sheep.

## The King and the Farmer = રાજા અને ખેડૂત.

Certain, adj. (સર્ટન)=કોઇએક. Some.

Attended by, (ઍટેન્ડેડ બાય)= સાથે. Accompanied with.

Ministers, (મીનીસ્ટર્સ)=પ્રધાનો. Viziers.

Farmer, (ફાર્મર)=Peasant.

Too old for hard work= So old that he could not do hard work. એટલો બધો ઘરડો કે સખત કામ કરી શકે નહિ.

Was ploughing, v. t. (વૉઝ પ્લાઉઈંગ)=ખેડતો હતો. Was tilling.

Stopped, v. t. (સ્ટૉપ્ડ)=ઉભો રાખ્યો. Made to halt.

In God's name,=ઈશ્વરને લેખે. In the name of God.

Answered, ( ઍન્સર્ડ )=જવાબ આપ્યો. Replied.

Will, n. (વિલ)=ઈચ્છા, મરજી. Desire, Wish.

It was not God's will= God did not desire it. પ્રભુની એવી ઇચ્છા ન હતી.

As before=પહેલાંની માફક.

Repeated, ( રીપીટેડ )=ફરીને બોલ્યો. Spoke again.

Same,=તે જ. Very.

Repeated the same question=Asked the very question again = ફરીને તેનો તે સવાલ પૂછ્યો.

Continuing, ( કન્ટીન્યુઇંગ )= ચાલુ રાખીને. Going on with.

Country folk, ( કંટ્રી ફોક )= ગામડીયા લોકો. Villagers.

Buisness, ( બીઝનેસ ) =ધંધો. Occupation, Work.

Trust to, ( ટ્રસ્ટ ટુ )=ના ઉપર આધાર રાખીએ છીએ. Depend upon, Rely on.

Favour, n. (ફેવર)=મહેરબાની. Kindness.

Prime, adj. ( પ્રાઇમ )=મુખ્ય, વડો. Chief.

To depend, (ટુ ડીપેન્ડ)=આધાર રાખવો. To rely.

Worthy, adj. ( વર્ધી )=લાયક. Fit, Deserving.

Turned his horse's head towards the city=Directed the horse towards the city. પોતાનો ઘોડો શહેર તરફ ફેરવ્યો.

Desiring, pre.p. (ડીઝાયરીન્ગ) =ઇચ્છતે. Wishing.

Meaning, n. (મીનીંગ)=અર્થ.

To know the meaning of our conversation= To understand our talk. [ Desire.

Will, n. (વીલ)=ઇચ્છા. Wish,

Secret, n. (સીક્રેટ)=ભેદ, રહસ્ય. Hidden, meaning.

For less than=ના કરતાં ઓછે= For anything short of.

Sum, n. (સમ)=રકમ. Amount.

With these words=આ શબ્દો બોલીને = Saying these words. [ Minister.

Vizier, ( વઝીર )=વજીર.

Wise, (વાઇઝ)=ડાહ્યો. Prudent.

Was not so wise as to know this secret = આ ભેદ જાણી શકે એટલો ડાહ્યો ન હતો.=Was not wise enough to know the hidden meaning.

I know not=I do not know=હું જાણતો નથી.

Unless you bring=If you do not bring = જો તમે નહિ લાવો તો.

Hours, (અવર્સ)=કલાક.

You will be dismissed= તમને કાઢી મૂકવામાં આવશે= You will be turned out.

Office, (ઑફીસ)=હોદ્દો, પદ. Post. [ ed, Sorry.

Sad, (સૅડ)=દીલગીર. Deject-

Visiting, (વીઝીટીંગ)=મુલાકાત લેવી તે. Seeing.

Searched, (સર્ચ્ડ)=શોધ કરી. Looked about into.

Found, (ફાઉન્ડ)=શોધી કાઢયો. Saw. [ To venture.

To dare, (ટુ ડૅર)=હિંમત કરવી.

Dare not tell you=Cannot tell you.

Counted out, (કાઉન્ટેડ આઉટ)=ગણી કાઢયા. Reckoned out. [ Shining.

Brigh, ( બ્રાઇટ )=ચકચકીત.

Having received, (હૅવીંગ રીસીવ્ડ)=લીધા પછી, મેળવીને. After getting, Having got.

He meant=તેનો બોલવાનો અર્થ હતો=His meaning was.

Youth, (યુથ)=જુવાની. Young age.

You would have had sons= તારે છોકરા હોત.=You would have got sons.

Compelled, (કમ્પેલ્ડ)=ફરજ પડી. Forced. [ Answer.

Reply, n. (રીપ્લાય)=જવાબ.

Sons should come to me= મારે છોકરા થાય=I should get sons. [Take birth.

Be born, (બી બોર્ન)=જન્મે.

For with us=because in our case=કેમકે અમારે માટે.

All the year=the whole year =આખું વર્ષ.

Plenty, (પ્લેન્ટી)=પુષ્કળ. Very much.

Are well watered=ને સારી રીતે પાણી મળે છે.=Are well supplied with water.

Crops, (ક્રૉપ્સ)=પાક.Harvest.

To sow, v. t. (ટુ સો)=વાવવું. To plant.

To ripen v. i. (ટુ રાઇપન)= પાકવું. To become ripe.

Spring, n. (સ્પ્રીંગ)=વસંત રૂતુ.

Explanation, n. (ઍક્સપ્લેનેશન)=ખુલાસો. Meaning.

Satisfied, (સૅટિસ ફાઇડ)=સંતોષ પામીને. Pleased.

Wondering, (વન્ડરીંગ)=અજાયબ થતો. Feeling wonder.

Wisdom, n. (વીઝડમ)=ડહાપણ. Prudence.

To understand, (ટુ અન્ડરસ્ટૅન્ડ)=સમજવું. To know.

Secret, adj. (સીક્રેટ)=છુપો. Hidden. [ King.

Master (માસ્ટર)=માલીક, શેઠ.

Divining, (ડીવાઇનીંગ)=જાણવું તે. Knowing. [ Minds.

Hearts, (હાર્ટસ)=દિલની વાતો.

Subjects, (સબજેક્ટસ)=રૈયત. People.

એક દિવસ કોઇ એક રાજા પોતાના પ્રધાનો સાથે ઘોડા ઉપર બેસીને ખેતરોમાં ગયો. તેઓએ તરત જ એક ખેડુતને જોયો, જે જો કે એટલો બધો ઘરડો હતો કે સખત કામ કરી શકે નહિ તો પણ પોતાનું નાનું ખેતર ખેડતો હતો.

રાજાએ પોતાનો ઘોડો તેની પાસે ઉભો રાખ્યો અને કહ્યું, " અરે ઘરડા માણસ, તેં શા માટે પ્રભુને લેખે તે કર્યું નહિ ? "

અને તે ડોસાએ જવાબ આપ્યો, " સાહેબ, મેં તે કર્યું હતું, પણ પ્રભુની તે ( તેવી ) મરજી ન હતી. "

પછી રાજાએ બીજીવાર કહ્યું, " તેં તે કેમ ન કર્યું ? "

અને તે માણસે પહેલાંની માફક જવાબ આપ્યો.

અને રાજાએ ત્રીજીવાર તે જ સવાલ ફરી પૂછયો અને તે ડોસાએ તે જ જવાબ આપ્યો.

પછી રાજાએ વાત ચાલુ રાખીને કહ્યું, " અને દુનીઆમાં એવો કોણ છે કે જેની સાથે તમે ગામડીયા લોકો કામ પાડો છો ? "

અને તે ડોસાએ જવાબ આપ્યો, " ખુદ રાજાની સાથે. "

" પણ જો રાજા ન આવે તો પછી તમે શું કરો છો ? "

તે માણસે જવાબ આપ્યો, " અમે રાજાના વડા પ્રધાનની કૃપા ઉપર ભરોસો રાખીએ છીએ. "

રાજાએ કહ્યું, " અને જો પ્રધાન ન હોય તો ? "

તે માણસે જવાબ આપ્યો " તો પછી જો શાહજાદો લાયક હોય તો તેના ઉપર અમે આધાર રાખીએ છીએ. "

પછી રાજાએ પોતાના ઘોડાનું માથું તે ડોસાને એવું કહેતાં કહેતાં શહેર તરફ ફેરવ્યું કે, " આપણી વાતચીતનો અર્થ જાણવાની ઘણી જ ઇચ્છા રાખતો કોઇક તારી પાસે આવશે; પણ મારી ઇચ્છા એવી છે કે પૈસાની મોટી રકમ કરતાં ઓછે તું તેને તે ભેદ કહેતો નહિ. "

આ શબ્દો બોલીને રાજા ઘર તરફ સ્વારી કરી ગયો અને

પોતાના વજીરને બોલાવીને તેને કહ્યું, " જે ઘરડા ખેડૂતને મેં જે કહ્યું તે તમે સાંભળ્યું છે અને તેણે જે જવાબ આપ્યો તે તમે સાંભળ્યો છે હવે અમારી વાતચીતનો અર્થ મને કહો.

હવે લોકોએ ધાર્યું કે, વજીર ઘણો ડાહ્યો માણસ છે; પણ આ ભેદ જાણી શકે એટલો ડાહ્યો ન હતો, તેથી તેણે કહ્યું, " હે રાજા, જે શબ્દો બોલવામાં આવ્યા હતા તે હું સારી રીતે જાણું છું, પણ હું તેમનો અર્થ જાણતો નથી. "

તેથી રાજાએ પોતાના પ્રધાનને કહ્યું, " જો તમે તે શબ્દોનો અર્થ ચોવીસ કલાકમાં મને નહિ લાવી આપો તો તમને તમારા હોદ્દેથી બરતરફ કરવામાં આવશે. "

તે વજીરે આખરે તે ઘરડા ખેડૂતની મુલાકાત લેવાનો વિચાર કર્યો ત્યાં સુધી તે દિલગીર રહ્યો. પછી તેણે પોતાની સાથે પૈસાની એક મોટી રકમ લીધી અને ખેડૂત તેને જડયો ત્યાં સુધી તેણે ખેતરોમાં શોધ કરી અને તેને કહ્યું, " અરે બાવા, તમારી અને રાજા વચ્ચેની વાતચીતનો ભેદ મને કહો. "

અને તે ડોસાએ જવાબ આપ્યો, " ત્રણ હજાર રૂપીઆથી ઓછામાં હું તમને તે ભેદ કહેવાની હીંમત કરતો નથી. "

તેથી પ્રધાને પૈસા ગણી કાઢયા અને તે ત્રણ હજાર રૂપીઆના ચળકતા રૂપાના સિક્કા તેના હાથમાં આપ્યા.

પૈસા લઇને તે ડોસાએ આ પ્રમાણે કહ્યું, " જ્યારે રાજાએ મને પૂછયું કે તેં તે કેમ ન કર્યું ત્યારે તેનો કહેવાનો અર્થ એ હતો કે તું તારી જુવાનીમાં કેમ પરણ્યો નહિ ? કેમકે તો પછી તારે માટે ખેડવાને તારે છોકરા હોત અને ઘડપણના વખતમાં તારે જાતે ખેડવાની તને કદી ફરજ પડત નહિ. મારો જવાબ એ હતો કે હું પરણ્યો હતો; પણ મારે છોકરા થાય એવી પ્રભુની મરજી ન હતી. "

" રાજાનો, પોતાના બીજા સવાલથી કહેવાનો અર્થ એ હતો કે તું બીજી સ્ત્રી કેમ પરણ્યો નહિ ? અને મારો જવાબ એ હતો કે હું

ફરી પરણ્યો હતો; પણ મારે છોકરાનો જન્મ થાય એવી ફરીને પ્રભુની મરજી ન હતી. "

" અને રાજાનો ત્રીજો સવાલ એ હતો કે, " તું ત્રીજી વાર કેમ ન પરણ્યો ? અને મારો જવાબ પહેલાના જેવો જ હતો. "

" આ પછી રાજાએ મને પૂછ્યું કે તમે ગામડીયા લોકો કોની સાથે કામ પાડો છો ? અને મારો જવાબ એ હતો કે રાજા સાથે; કેમકે અમારે માટે આખા વર્ષનો રાજા જુલાઈ મહીનો છે કે જ્યારે પુષ્કળ વરસાદ પડે છે અને અમારા ખેતરો સારી રીતે પાણીવાળા થાય છે અને અમારો પાક ઉગવો શરૂ થાય છે. "

" પછી રાજાએ કહ્યું કે, જો રાજા ન હોય તો પછી ? અને મારો જવાબ એ હતો કે જો જુલાઈ-મહીનો સુકો જાય તો અમે ઓગસ્ટ ઉપર ભરોસો રાખીએ છીએ કેમકે તે મહીનો ખેડુત માટે બીજો સારામાં સારો મહીનો હોવાથી રાજાના પ્રધાન જેવો છે. "

" અને જ્યારે રાજાએ (બોલવાનું) ચાલુ રાખીને પૂછ્યું કે જો પ્રધાન ન હોય તો ? મેં જવાબ આપ્યો કે તો પછી અમે જુવાન શાહજાદો કે જે સપ્ટેમ્બર મહીનો છે તેના ઉપર ભરોસો રાખીએ છીએ, જ્યારે (જે મહીનામાં) અમે વસંત ઋતુમાં પાકવાના હોય છે તે પાક વાવીએ છીએ. આ તે શબ્દોનો ખુલાસો છે. "

તેથી વજીર સંતોષ પામીને તે ઘરડો માણસ જે રાજાનો ભેદી અર્થ સમજી શકયો તેના ડહાપણથી અને પોતાની રૈયતના દિલ જાણવામાં તેના ધણીના ડહાપણથી અજાયબ થતો ચાલ્યો ગયો.

## Summary ( સમરી )=સાર.

Once a king went to the fields with his ministers. He saw an old farmer ploughing his little field. The king asked him "Why did you not do it ? " The farmer replied " I did it, but it was not the will of God. " The king asked the same

question two times more and the farmer gave the same answer. Then the king asked "With whom you, villagers, do your buisness ? " The farmer replied "With the king." The king asked, "If there is no king, then ? The farmer answered "With the minister." The king said "If there is no minister, then ? " The farmer replied "We, then, depend on the prince if he is worthy."

The king said to the farmer "Don't tell the meaning of our conversation to any one without taking a large sum of money." Then the king went to the city and called his minister. He asked him the meaning of his conversation with the farmer. The minister said "I do not know it." The king said "If you will not tell me the meaning within twenty-four hours, I will dismiss you." The minister went to farmer and asked him the meaning of the conversation. The farmer took three thousand rupees and then said. "The meaning of the first question was 'Why did you not marry, so that you would have got sons to work for you ? ' My reply was, 'I did marry, but it was not the desire of God that I should get sons.' The meaning of the second question was 'Why dig you not marry a second wife ? ' My reply was the same. The king's third question was 'Why did not marry a third time ? ' My reply was the same.

"The king then asked me 'with whom do you do your buisness?' My reply was 'with the king, because the king of the year is the month of July, when plenty of rain falls.' If July is dry, we depend on August, because it being the next best month is like the minister. If that month fails, then we depend on September which is like a prince."

---

## Lesson 2.

*As* ths farmer......field himself=ખેડુતને છોકરો ન હતો **તેથી** તે જાતે ખેતર ખેડતો હતો.=Because the farmer...field himself. આ વાકયમાં As નો અર્થ 'તેથી' થાય છે અને તે conjunction (કન્જન્કશન) છે.

The kiug had *as* vizier a wise old man==રાજાને વજીર **તરીકે** એક ડાહ્યો વૃદ્ધ માણસ હતો.

### Tiger-Shooting in Rewah=રેવામાં વાઘનો શિકાર.

Rewah, (રેવાહ)=રેવાનું રાજ્ય. A state to the south of Allahabad.

Shooting n. (શુટીંગ)=શિકાર.

Scene, n. (સીન)=દેખાવ. સ્થળ. Place.

Shooting-box, (શુટીંગ બૉક્સ) = શિકાર કરવાનો માંચડો. A frame erected for the purpose of shooting wild beasts.

Kaimur Hills, (કૈમુર હિલ્સ) =કૈમુરની ટેકરીઓ.

State n. (સ્ટેટ)=રાજ્ય. Kingdom.

Is built, (ઇઝ બીલ્ટ)=બાંધવામાં આવ્યો છે. Is crected.

Lake, (લેઇક)=તળાવ. Pond.

Round,adv.(રાઉન્ડ)=આસપાસ.

This is the only water for many miles round= =આસપાસ ઘણા માઇલ સુધી-માં ફક્ત આ જ પાણીની જગ્યા છે.=This lake is the only place where water can be got for many miles in all directions.

Deer, n. (ડીઅર)=હરણ.

Pigs, (પીગ્ઝ)=ભૂંડ. Boars.

Wild, adj. (વાઇલ્ડ)=જંગલી. Not tame.

Neighbourhood, n. (નેબર-હુડ)=પાડોશ. Vicinity.

To hunt, v. t. (ટુ હન્ટ)= શિકાર કરવો. To chase and kill.

News was brought=સમાચાર આપવામાં આવ્યા.=Information was given.

Jungles, ( જંગલ્સ )=જંગલો. Forests.

Gentlemen, ( જેન્ટલમેન )= ગૃહસ્થ. Well-bred persons.

Guests, ( ગેસ્ટ્સ )=મહેમાન, પરોણા. Visitors.

Party, (પાર્ટી)=ટોળી. Company.

Was arranged, ( વૉઝ ઍરે-ન્જડ )= ગોઠવવામાં આવી. Was settled.

About, adv. (એબાઉટ)= આશરે. Nearly.

They came to the shooting box=તેઓ શિકારના માંચડે પહોંચ્યા.=They reached the shooting-box.

After sunset=સૂર્યાસ્ત પછી= When it was dark.

To watch for=તપાસ રાખવાને = To look out for.

Midnight, n. (મીડ નાઇટ)= મધરાત. Middle of the night.

To shoot, (ટુ શુટ)=ગોળી મારવી. To fire. (Shootનું ભૂતકાળનું અને ભૂતકૃદંતનું રૂપ shot છે.)

To frighten, v. t. (ટુ ફ્રાઇટન) =ભડકાવવું. To terrify.

Longer, (લૉન્ગર)=વધારે.More

They caught sight of the tiger=તેમણે વાઘને જોયો= They saw the tiger.

Stealing down, ( સ્ટીલીંગ ડાઉન)=ભરાતો ભરાતો આવતો. Coming stealthily.

Shade, n. ( શેઇડ )=છાંયડો. Shadow.

Determined, ( ડીટરમીન્ડ )= નિશ્ચય કર્યો. Resolved.

To allow, v. t. (ટુ એ-લાઉ)=કરવા દેવું. રજા આપવી. To let. To permit.

Continued to wait=રાહ જોવાનું ચાલુ રાખ્યું=Kept on waiting.

Bright, adj. ( બ્રાઇટ )=ચકચ-કીત. Shining.

Moonlight, n. ( મુનલાઇટ )= ચાંદની. Light of the moon. [ Completely.

Quite, adv. ( ક્વાઇટ )=તદ્દન.

Visible, adj. (વીઝીબલ)=દેખાય તેવો. Which can be clearly seen.

Where he was quite visi-ble=જ્યાં તે બરાબર દેખાતો હતો.=Where he could be clearly seen.

Fired, (ફાયર્ડ)=બંદૂક ફોડી. Dis-charged his gun.

Wounded v. t. (વુન્ડેડ)=ઘાયલ કર્યો. Injured.

Fell dead=પડયો અને મરી ગયો.=Fall down and died.

Torches, ( ટોર્ચિઝ )= મશાલો Flambeaux (ફ્લૅમ્બૉઝ) [ed.

Tied, (ટાઇડ)=બાંધ્યા. Fasten-

આપણા બીજા ચિત્રનો દેખાવ રેવાના રાજ્યમાં કૈમુર ટેકરી-ઓમાં એક શિકારનો માંચડો છે. તે માંચડો એક નાના તળાવના કિનારા ઉપર બાંધેલો છે. આસપાસ ઘણા માઇલ સુધીમાં ફક્ત આ જ પાણીની જગ્યા છે, અને પડોશનાં હરણ, ભુંડ અને બીજા જંગલી પ્રાણીઓ તેમાં પાણી પીવાને દરરોજ રાત્રે આવે છે.

તેમનો શિકાર કરવાને વાઘો ઘણી વખત આવે છે, અને એક દિવસ મહારાજાને એવા સમાચાર લાવવામાં ( = આપવામાં ) આવ્યા કે જંગલોમાં તળાવની નજીક એક વાઘ હતો. તેને ત્યાં પરોણા તરીકે

બે ફ્રેન્ચ સદ્ગૃહસ્થો હતા તેથી તેમને માટે શિકારની એક ટોળી ગોઠવવામાં આવી.

જ્યારે તેઓ હાથી ઉપર સ્વાર થઇને આશરે દસ માઇલ ગયા ત્યારે તેઓ માંચડે પહોંચ્યા અને સૂર્યાસ્ત પછી તેઓ છાપરા ઉપર બેસવાને તથા વાઘ માટે તપાસ રાખવાને ગયા. ઘણા કલાક સુધી તેઓએ કાંઇ જોયું નહિ, પણ આશરે મધરાતે કેટલાંક હરણ અને ભુંડ દેખાયા. તેઓએ આની (= તેમની) તરફ ગોળી છોડી નહિ કેમકે તેઓ વાઘને ભડકાવવા ઇચ્છતા ન હતા.

એક કલાક વધારે રાહ જોયા બાદ તેઓએ ઝાડની છાયામાં તળાવ તરફ છુપાતો છુપાતો જતો વાઘને જોયો. મહારાજાએ પોતે તે વાઘ ઉપર ગોળી ન છોડવાનું નક્કી કર્યું પણ પોતાના મહેમાનોને તેને મારવા દેવાનું નક્કી કર્યું.

વાઘ પ્રકાશિત ચાંદનીમાં કે જ્યાં તે બરાબર દેખાતો હતો ત્યાં આવ્યો ત્યાં સુધી તેઓએ રાહ જોયા કરી, અને પછી એક ફ્રેન્ચ ગૃહસ્થે તેના ઉપર બંદૂક ફોડી અને તેને ઘાયલ કર્યો. પછી ગૃહસ્થે બંદૂક ફોડી અને વાઘ કિનારા ઉપર પડયો અને મરણ પામ્યો.

પછી નોકરો મશાલો લઇને ગયા, વાઘના પગ ભેગા બાંધ્યા અને વાંસડે લટકતો તેને માંચડામાં લાવ્યા.

---

# Lesson 3.

Soon after=પછી તરતજ=Immediately afterwards.

Appeared, (એપીઅર્ડ)=દેખાયો. Was seen.

Ugly, adj. ( અગ્લી )=બેડોળ. Deformed.

Sometimes they love an ugly child *all the more* because it is ugly= કેટલીક વખત તેઓ કદરૂપા બાળકને તે કદરૂપું છે તેથી **ખાસ વધારે ચાહે છે.**

Long ago=ઘણાં વર્ષ ઉપર. Many years back.
In those days=તે જમાનામાં. In those times.
Grow up ( ગ્રો અપ )=મોટા થવું. Advance in age.
Girls grow up into women=છોકરીઓ મોટી ઉમરની થતાં સ્ત્રીઓ થાય છે. (=સ્ત્રીત્વ પ્રાપ્ત કરે છે ).

**The Sleeping Beauty.—1. = ઉંઘતી સુંદરી, ભાગ ૧.**

Beauty, n. (બ્યુટી)=સુંદર સ્ત્રી. A beautiful lady.
Far–off, adj. (ફાર ઑફ)=ઘણા દૂરના. Very distant.
Fair, adj. ( ફેર )=ખૂબસુરત. સુંદર. Beautiful.
Sweet,(સ્વીટ)=મનોહર. Charming. Lovely.
Briar, Rose, ( બ્રાયર રોઝ )= એક જાતનું ગુલાબ. A kind of rose.
Birth, n. (બર્થ) = જન્મ.
Soon after her birth=તેના જન્મ પછી તરત જ.=Soon after she was born.
Feast, n. ( ફીસ્ટ )=મીજબાની. Banquet.
From far and near=નજીક તેમ દૂરનાં સ્થળેથી.=From near as well as distant places.
Lovely, adj. (લવલી)=મનોહર, સુંદર. Charming.
Nobles, n. (નોબલ્સ)=ઉમરાવો. Noblemen.
Baby, (બેબી)=બાળક. Infant.
Fairies, n. ( ફેરીઝ )=પરીઓ. Fabulous female beings.
Had been invited=ને આમંત્રણ કરવામાં આવ્યું હતું. had been requested to come.
Godmother, (ગૉડમધર)=ધર્મમાતા. A woman who stands as mother at baptism.
Gifts, ( ગીફ્ટ્સ )=ભેટો. Presents.
Being a princess=As she was a princess = કુંવરી હતી તેથી.
Cradle, ( ક્રેડલ)=પારણું. Bed

in which babies are rocked.

Came forward=આગળ આવ્યાં. Advanced.

Promised, ( પ્રૉમીસ્ડ )=વચન આપ્યું. Made a promise to give.

Beauty, n. ( બ્યુટી )=સૌંદર્ય, સુંદરતા. Loveliness.

Temper, n. (ટેમ્પર)=સ્વભાવ. Disposition.

Just then=તે જ વખતે. = At that very time.

To offer, inf. (ટુ ઑફર)=આપવાને. To give.

When she is growns up =જ્યારે તે મોટી થશે.

To pierce, v. t. (ટુ પીઅર્સ)= ભોકવું. To prick.

Spindle, (સ્પીન્ડલ) = તરાક. A slender pointed rod by which the thread is twisted.

Wound, n. (વુન્ડ)=જખમ. Cut.

She will die of the wound=જખમને લીધે તેનું મૃત્યુ થશે. She will die on account of the cut.

Sorrow, n. (સૉરો)=દિલગીરી. Grief.

Great sorrow arose among the Guests=મહેમાનોમાં ઘણી દિલગીરી ઉત્પન્ન થઇ ( મહેમાનો ઘણા દિલગીર થયા ) Guests felt great grief.

Quite, adv. (ક્વાઇટ)=તદ્દન. Completely.

To prevent, (ટુ પ્રીવેન્ટ)= અટકાવવું. To stop.

Fatal, adj. (ફેટલ)=પ્રાણઘાતક. Causing death, Deadly.

To change, (ટુ ચેઇન્જ)=ફેરવવું. To alter.

Deep sleep=ઘોર નિદ્રા=Great sleep.

Have passed=પસાર થઇ જાય =Are over.

To wake, v. t. (ટુ વેઇક)= જગાડવું. To rouse.

Should not come true= સાચા પડે નહિ=Should not prove to be true.

Journey, n. (જર્નીં)=મુસાફરી. Travel.

Climbed up to=ઉપર ચઢી= Ascended.

Tower, (ટાવર)=મીનારો. A lofty narrow building.

Spinning, pre. p. (સ્પીનીંગ) =કાંતતી. Twisting into thread.

Had never heard of the king's order=રાજાના હુકમ સબંધી કદી સાંભળ્યું ન હતું.

Wonderful, adj. (વન્ડરફુલ)= અજાયબી પમાડે તેવું. Astonishing.

Sharp, (શાર્પ)=અણીદાર. Pointed.

Scratch, n. (સ્ક્રૅચ)=લીસોટો. Slight wound.

Swoon, n. (સ્વુન)=મૂર્છા. Faint.

Fell in a swoon=મૂર્છા પામી =Fainted.

Terror, n. (ટેરર)=ભય; ધાસ્તી. Fright.

Aloud, adv. (એલાઉડ)=મોટેથી Loudly.

Call, n. (કૉલ)=બોલાવવું તે. Calling.

To awake, (ટુ અવેક)=જગાડવાને. To rouse.

Moment, n. (મુમેન્ટ)=ક્ષણ. Second.

Had happened, (હૅડ હૅપન્ડ) =બન્યું હતું. Had taken place.

Flew, v. i. ( ફ્લ્યુ )=દોડી ગઇ. Ran.

Had begun, (હૅડ બીગન)=શરૂ થઇ હતી. Had commenced.

To break it=તેમાં ભંગ પાડવાને=To stop it.

Waved, v. t. ( વેવ્ડ)=ફેરવી. Moved.

Wand, n. (વૉન્ડ)=જાદુઈ લાકડી. Magic staff.

Just where they were=તેઓ જ્યાં હતા ત્યાં જ. At the very place where they were.

Soldiers, ( સોલજર્સ )=સૈનિકો. Military men.

Gate, n. ( ગેઇટ ) = દરવાજો. Entrance.

Stables ( સ્ટેબલ્સ ) = તબેલા. Sheds for horses.

Thick adj. ( થીક ) = ધાડી. Dense.

Hedge, n. (હેજ)=વાડ. Fence.

Hid, v. t. (હીડ)=ઢાંકયો. (Hideનું ભૂતકાળ.)Concealed.

ઘણા વખત ઉપર એક ઘણા દૂરના દેશમાં એક નાની રાજકુમારીનો જન્મ થયો, જે એટલી બધી સુંદર અને મનોહર હતી કે તે બ્રાયર રોઝ કહેવાતી હતી. તેનાં માબાપને બીજું છોકરૂં ન હતું અને તેથી તેઓ તેને ખાસ કરીને વધારે ચાહતાં હતાં.

તેના જન્મ પછી તરત જ તેના બાપ રાજાએ એક મોટી મીજબાની કરી અને આ સુંદર બાળકને જોવાને લોકો દૂરના તેમજ નજીકના સ્થળેથી આવ્યાં. બધા ઉમરાવો અને મોટા માણસો તે બાળક કે જે એક દિવસ તેમની રાણી થશે ( થવાની હતી ) તેને જોવાને આવ્યા.

સાત પરીઓ જે તે દેશમાં રહેતી હતી તેમને મીજબાનીમા આમંત્રણ કરવામાં આવ્યું હતું. તે જમાનામાં દરેક સારી નાની છોકરીને પરી ધર્મમાતા હતી, જે તેને બક્ષીસો આપતી અને બ્રાયર રોઝ રાજકુમારી હોવાથી તેને સાત ( ધર્મમાતાઓ ) હતી.

આ સાત ભલી પરીઓ જે પારણામાં તે નાની રાજકુમારી સુતી હતી તેની આગળ આવી અને દરેકે તેને કંઇક સારી ભેટ આપવાનું વચન આપ્યું. એકે સૌંદર્ય, બીજીએ ડહાપણ અને ત્રીજીએ સારો સ્વભાવ આપવાનું વચન આપ્યું. તેજ વખતે એક ઘરડી પરી અંદર આવી અને મીજબાનીમાં તેને આમંત્રણ આપેલું નહિ હોવાથી તે ઘણી ગુસ્સે થએલી હતી.

આ ખરાબ પરી પણ પોતાની ભેટ રાજકુમારીને આપવાને આગળ આવી.

તે પરીએ કહ્યું કે, જ્યારે તે ( રાજકુમારી ) મોટી થશે ત્યારે તેના હાથે તરાક વાગશે અને તે જખમથી મરી જશે.

પછી પરોણાઓમાં ભારે ગમગીની ફેલાઈ અને રાજા ઘણો ગુસ્સે થયો.

પછી એક ખૂબસુરત જુવાન પરી જે હજુ બોલી ન હતી તે પોતાની ભેટ સાથે આગળ આવી. તેણે કહ્યું કે, " મારી મોટી બેનની આ પ્રાણઘાતક ભેટને હું તદ્દન અટકાવી શકતી નથી; પણ હું તે ફેરવી શકું છું. જખમને લીધે રાજકુમારી મરી જશે નહિ; પણ તે સો વર્ષ સુધી ઘોર નિદ્રામાં પડશે. સો વર્ષ પસાર થયા પછી એક જુવાન શાહજાદો આવશે અને તેને તેની નિદ્રામાંથી જગાડશે. "

રાજાએ તરત જ હુકમ કર્યો કે દેશમાંની દરેક તરાકને બાળી નાખવી, જેથી તે ખરાબ પરીના શબ્દો સાચા પડે નહિ. તેથી ઘણાં વર્ષ સુધી બધું ઠીક ચાલ્યું અને તે રાજકુમારી મોટી થઇને એક સારી અને સુંદર છોકરી થઈ.

જ્યારે બ્રાયર રોઝ પંદર વર્ષની થઈ ત્યારે રાજા અને રાણી મુસાફરીએ ગયા. એક દિવસ રાજકુમારી મહેલમાંના એક મિનારા ઉપર ચઢી અને ત્યાં એક નાની ઓરડીમાં તેણે એક ઘરડી સ્ત્રીને કાંતતી જોઇ, જેણે ( જે ઘરડી સ્ત્રીએ ) તરાકો વિષેના રાજાના હુકમ સંબંધી કદી કંઈ સાંભળ્યું ન હતું.

બ્રાયર રોઝે પહેલાં કદી તરાક જોઇ ન હતી, તેથી તેણે કહ્યું કે, " તમે શું કરો છો, તે મને જોવા દો. અરે ! તે બહુ નવાઈ પમાડે તેવું છે. મારી જાતે તેમ કરવાને મારે પ્રયત્ન કરવો જોઇએ. " અને તેણે કાંતવાનો પ્રયત્ન કરવાને તરાક લીધી.

તેણે તેમ કર્યું ત્યાં તરાકના અણીદાર છેડાએ તેના હાથ ઉપર એક નાનો લીસોટો પાડયો અને તે એકદમ મૂર્છામાં નીચે પડી. તે ગરીબ ડોસીને ધાસ્તી લાગી અને તેણે મદદ માટે મોટેથી બૂમ પાડી. તેના બોલાવવાથી નોકરો દોડતા આવ્યા પણ બ્રાયર રોઝને તેની મૂર્છામાંથી જગાડવાને તેઓ કાંઈ કરી શકયા નહિ.

જે બન્યું હતું તે તે ભલી પરીએ એક ક્ષણમાં સાંભળ્યું અને

તે મહેલ તરફ દોડી ગઈ. તેણે જોયું કે સો વર્ષની ઉંઘ શરૂ થઇ હતી અને તેમાં ભંગ પાડવાને તે કાંઈ કરી શકી નહિ. પછી તેણે કહ્યું કે, ' જ્યારે રાજકુમારી જાગે ત્યારે તેની પાસે તેના મિત્રો જોઇએ. ' તેથી તેણે પોતાની જાદુઇ લાકડી મહેલ ઉપર ફેરવી.

ક્ષણમાં જે મહેલમાં રહેતાં હતાં તે બધાં જ્યાં હતાં ત્યાં જ ઘોર નિદ્રામાં પડયાં. દરવાજા ઉપરના સૈનિકો, તબેલામાંના ઘોડા અને રાજકુમારીના પગ આગળનો કુતરો પણ એ બધાં ઉંઘમાં પડયાં. પછી પરીએ પોતાની જાદુઈ લાકડી ફરીને ફેરવી અને મધુર બ્રાયરની એક ઉંચી અને ગાઢ ઝાડી ઉગી, જેણે તે મહેલને ઢાંકી દીધો અને જેમાં થઇને કોઈ પસાર થઇ શકે નહિ.

*Summary*—Long ago a princess was born. She was very beautiful and so she was called Briar Rose. Her parents loved her very much. The king, her father, gave a feast. Many people came to see her. Seven fairies were invited to the feast as her godmothers. When they were giving their gifts to the princess, an old fairly came in. She was angry because she was not invited. She said " When the princess is grown up, she will die of the would of a spindle. " Then a young fairly said " I cannot prevent, but I change the fatal gift of the old fairy. The princess will not die but will fall into a deep sleep for hundred years. Then a prince will awake her. "

The king ordered to burn all the spindles in the land. When the princees was fifteen years old, her parents went on a Journey. One day she

climbed up to a tower. There she saw an old woman spinning. The princess took up the spindle to try to spin. He was hurt and fell down in a swoon. The good fairy came there. She waved her magic wand and all who were in the palace fell in a deep sleep. Again she waved her wand and a high and thick hedge grew up round the palace.

---

# Lesson 4.

Briar Rose went to sleep *just as* the old fairy had said=તે ઘરડી પરીએ કહ્યું હતું તે પ્રમાણે બ્રાયર રોઝ ઉંઘી ગઇ.

Had hoped, ( હૅડ હોપ્ડ )= આશા રાખી હતી. Had expected.

To look after, (ટુ લુક આફ્ટર)=સંભાળ રાખવી. To take care of.

Godchild, n. (ગૉડ ચાઇલ્ડ)= જે બાળકને ધર્મમાતા હોય છે તે બાળક.

Goose-herd, n. (ગુઝ-હર્ડ)= હંસોનો રખેવાળ. One who looks after geese.

Shepherd, n. (શેફર્ડ)=ભરવાડ. One who looks after sheep.

Have to go=જવું પડે છે.

Clerks, n. (ક્લાર્કસ)=કારકુનો.

Offices, n.(ઑફીસીસ)=ઓફીસો.

All day=આખો દિવસ. The whole day.

Have to work=કામ કરવું પડે છે.

The farmer...third=તે ખેડૂત બીજી સ્ત્રી પરણ્યો એટલું જ નહિ પણ ત્રીજી સ્ત્રી પરણ્યો.

Not only—but also=એટલું જ નહિ પણ.

To face, v. t. ( ટુ ફેઇસ )= સામનો કરવો. To meet.

Danger, n. ( ડેન્જર )=ભય. Peril.

Really, adv. (રીઅલી)=ખરી રીતે. In fact.

Foolish, adj. (ફૂલીશ)=મૂર્ખ. Stupid.

## Railways = આગગાડીઓ.

Railway train, (રેલ્વે ટ્રેઇન)= આગગાડી. A line of carriages moving on iron rails.

Engine, (એન્જીન)=એન્જીન.

Engine-driver, n. (એન્જીન -ડ્રાઇવર )=એન્જીન હાંકનાર. One who drives an engine.

Make it go=ચલાવવું=Cause it to go.

Altogether, adv. ( ઑલ ટુ ગેધર)=તદ્દન. Completely.

To start, inf. (ટુ સ્ટાર્ટ)= ઉપાડવાને. To be in motion.

Handle, n. (હૅન્ડલ)=હાથો.

Forces, v. t. (ફોર્સિસ)=હડસેલે છે. Pushes.

Forces the wheels round =પૈડાંને ગોળ ફેરવે છે=Causes the wheels to turn round.

Shuts off, ( શટસ ઑફ )=બંધ કરે છે. Stops.

Stoker, n. (સ્ટોકર)=આગવાળો. Fireman.

Boiler, n. (બૉઇલર)=જેની અંદર પાણી ઉકળે છે તે ટાંકી. A tank in which water is kept boiling.

Guard, n. (ગાર્ડ)=ગાર્ડ. તપાસ રાખનાર. An officer who looks after a train.

Carriage, n. ( કૅરેજ )=ડબ્બો. Van.

Van, n. (વાન)=ડબ્બો. Carriage.

Stops, v. i. (સ્ટૉપ્સ)=ઉભી રહે છે. Halts.

Station, n.(સ્ટેશન)=આગગાડીને ઉભું રહેવાનું મથક. A place for a train to stop.

Passengers, n. (પૅસેન્જર્સ)= ઉતારૂઓ. Those who travel in a train.

Are leaving the train=ગાડી-માંથી ઉતરે છે. Are alighting from the train.
Luggage, n.=(લગેજ)=સામાન. Baggage.
Are seated,(આર સીટેડ)=બેસી રહે છે. Have taken their seats.
Signals, v. t.(સીગ્નલ્સ)=નીશાની કરે છે. Gives a signal.
Flag, n.(ફ્લૅગ)=વાવટો. Banner.
Lantern, n. (લૅન્ટર્ન)=ફાનસ. Lamp.
Moves off, (મુવ્ઝ ઑફ)=ચાલવા માંડે છે. Starts.
To get ready=તૈયાર કરવાને= To have ready.
Noticed, ( નોટીસ્ડ ) =જોયું. Marked.
Straight, adj. (સ્ટ્રેઇટ)=સીધા. Not curved. [Even.
Smooth, adj. (સ્મુધ)=લીસા.
Rails, n. (રેઇલ્સ)=પાટા. Iron bars on which the train moves.
Runs, v. i. ( રન્સ )=દોડે છે. ચાલે છે. Moves.
Steel, adv, ( સ્ટીલ )=પોલાદ. A kind of iron.
Firmly, adv.(ફર્મલી)=મજબૂત-રીતે. Strongly.
Must be fixed=જડવા જોઇએ. =Must be adjusted.
Right, adj. ( રાઇટ )=બરાબર. Proper.
Apart, adv. ( ઍપાર્ટ )=જુદા. Separate.
Always,adv.(ઑલવેઝ)=હંમેશાં. Constantly. [ing.
At work=કામ કરતા.=Work-
Line, n. (લાઇન)=રસ્તો. Road.
In good order=સારી હાલતમાં =In proper form.
May be thrown off the rails=પાટા ઉપરથી પડી જાય. May slip away from the rails.
Happens, v. i. (હૅપન્સ)=બને છે. Occurs.
Pieces, n. ( પીસીસ )=કટકા. Small parts.
To manage v. t. (ટુ મૅનેજ) =ચલાવવું. To administer.

To trust, v. t. ( ટુ ટ્રસ્ટ )= ભરોંસે સોંપવું. To entrust.

Not very long ago = ઘણા લાંબા વખત પહેલાં નહિ (થોડા વખત પહેલાં ). A few years ago.

Travelling, n. ( ટ્રાવેલીંગ )= મુસાફરી. Travel.

Robbers, n. (રૉબર્સ)=લુંટારા. Plunderers.

Goods, n. ( ગુડઝ ) = માલ. Merchandise.

Corn, n. ( કૉર્ન ) = અનાજ. Grain.

Cotton, n. (કૅાટન)=રૂ.

Timber, n. (ટીમ્બર)=ઈમારતી લાકડું. Wood used for building.

Cheaply, adv. ( ચીપલી )= સસ્તામાં. At small cost.

સઘળા છોકરાઓને આગગાડી જોવાનું ગમે છે. એન્જીન કેવું મજબુત અને ભારે દેખાય છે ! અને છતાં એન્જીન હાંકનાર પોતાની મરજી પ્રમાણે તેને ઝડપથી અથવા ધીમેથી ચલાવી શકે છે, અથવા તેને તદન અટકાવી શકે છે.

એન્જીન ઉપર હંમેશાં બે માણસ હોય છે. તેમાંનો એક ડ્રાઇવર (હાંકનાર) કહેવાય છે. જ્યારે તે ગાડી ચલાવવા ઇચ્છે છે ત્યારે તે એક નાનો હાથો ફેરવે છે. આ વરાળને માટે માર્ગ ખુલ્લો કરે છે, જે (વરાળ) પૈડાંને ગોળ ફેરવે છે, જ્યારે ડ્રાઇવર વરાળ બંધ કરી દે છે ત્યારે ગાડી અટકે છે.

બીજો માણસ આગવાળો કહેવાય છે. તેને દેવતાની સંભાળ રાખવી પડે છે, જેથી બૉઇલરમાંનું પાણી હંમેશાં ઉકળતું રાખી શકાય. કેમકે તે ઉકળતા પાણીની વરાળ છે, જે એન્જીનને ચલાવે છે.

દરેક ગાડીમાં એક ગાર્ડ હોય છે, જેને પોતાને માટે ગાર્ડનો ડબો કહેવાતો ડબો હોય છે. જ્યારે સ્ટેશને ગાડી ઉભી રહે છે ત્યારે તેને સંભાળ રાખવી પડે છે કે, જે ઉતારૂઓ ગાડીમાંથી ઉતરે છે તેઓ તેમનો સામાન બહાર કાઢી લે છે. પછી નવા ઉતારૂઓનો સામાન અંદર મૂકવામાં આવે છે.

જ્યારે બધા ઉતારૂઓ બેસી જાય છે અને ડબાનાં બારણાં બંધ થાય છે ત્યારે ગાર્ડ લીલા વાવટાથી અને જો રાત હોય તો લીલા ફાન-સથી ડ્રાઇવરને ઇશારત કરે છે. પછી જ્યારે ગાડી ચાલે છે ત્યારે તે ફરીથી પોતાના ડબામાં કુદીને જાય છે અને બીજા સ્ટેશન માટેનો સામાન તૈયાર કરવાનું શરૂ કરે છે.

જે પાટાઓ ઉપર ગાડી દોડે છે તે કેવા સીધા અને લીસા હોય છે તે તમે કદી જોયું છે ? તે પોલાદના બનાવેલા હોય છે અને ઘણા મજબુત હોય છે. તેમને તેમની જગ્યાએ મજબુત રીતે અને એન્જીન તથા ડબાઓનાં પૈડા માટે ( એક બીજાથી ) બરાબર છેટે જડવા જોઇએ.

આગગાડીની સડક ઉપર તેને બરાબર વ્યવસ્થામાં રાખવા માટે હંમેશા માણસો કામ કરતા હોય છે. જો પાટા બરાબર વ્યવસ્થામાં ન હોય તો ગાડી સડક ઉપરથી પડી જાય. જ્યારે આમ બને છે ત્યારે ઘણી વખત ડબાઓના કકડે કકડા થઇ જાય છે અને ઉતારૂઓ મરી જાય છે.

જે માણસો ગાડી ચલાવે છે તેઓએ પોતાનું કામ બરાબર જાણવું જોઇએ, કેમકે જ્યારે આપણે આગગાડીમાં મુસાફરી કરતા હોઇએ છીએ ત્યારે આપણે આપણી જીંદગી તેઓને ભરોંસે મૂકીએ છીએ. તેઓ બહાદુર માણસો પણ હોવા જોઇએ, કેમકે તેમને ઘણી વખત મોટા ભયનો સામનો કરવો પડે છે.

થોડાં વર્ષો પહેલાં હિંદુસ્તાનમાં આગગાડીઓ ન હતી. હજુ ઘણા માણસો આગગાડીથી ઘણે દૂર રહે છે અને જ્યારે તેમને મુસા-ફરી કરવી પડે છે ત્યારે તે ઘણી ધીમે કરવી પડે છે. જ્યારે આગ-ગાડીઓ ન હતી ત્યારે બધી મુસાફરી ધીમે થતી અને મુસાફરોને ઘણી વખત લુંટારા અને જંગલી પ્રાણીઓનો ભય રહેતો.

આગગાડીઓ એકલા ઉતારૂઓ લઇ જાય છે એટલું જ નહિ; પણ માલ પણ લઇ જાય છે. ચોખા, અનાજ, રૂ, ઇમારતી લાકડું,

ખાંડ, ચોપડીઓ અને બીજી ઘણી વસ્તુઓ માલ કહેવાય છે અને જે ગાડીઓ આ ચીજો લઇ જાય છે તેને માલગાડીઓ કહેવાય છે. ગાડાઓ કરતાં ગાડીથી માલ વધારે ઝડપથી લઇ જવાય છે એટલું જ નહિ; પણ વધારે સસ્તામાં લઇ જવાય છે.

---

# Lesson 5.

Comes to an end= બંધ થાય છે=Is closed.

Even a year *Comes to an end* at last=વર્ષ પણ આખરે પુરૂં થાય છે=Even a year *is over* at last.

Asleep, ( એસ્લીપ )=ઉંઘતી. Sleeping.

To go on with=ચાલુ રાખવું, આગળ ચલાવવું=To continue.

Coolies, ( કુલીઝ )=મજુરો. Labourers.

## The Sleeping Beauty.—2.= ઉંઘતી સુંદરી, ભાગ ૨.

Passed, v. i. (પાસ્ડ)=પસાર થયાં. Elapsed.

Family, n. ( ફૅમિલી )=વંશ. Descent.

Ruled, v. t. (રૂલ્ડ)=રાજ્ય કરતો હતો. Reigned.

Would not let them pass=તેમને પસાર થવા દીધાં નહિ=Did not allow them to enter.

At last=આખરે. In the end.

Were coming to an end=પુરાં થવા આવ્યાં=Were nearly over.

Was out hunting=શિકાર કરવા બહાર ગયો હતો=Had gone out for hunting.

Enchanted, adj. (એનચૅન્ટેડ) =જાદુ કરેલા. Charmed.

Grandfather, n. (ગ્રાન્ડફાધર) =દાદા. Father's father.

Spell, n. (સ્પેલ)=મંત્ર.Charm.

To break the spell=જાદુ દૂર કરવો=To remove the charm.

Is waiting, v. i. (ઇઝ વેઇટીંગ)=રાહ જુએ છે. Is looking for. [ Hurry.
Haste, n. ( હેસ્ટ )=ઉતાવળ.
Opened, v. i. (ઓપન્ડ)=ખુલ્લી થઇ. Give way.
Closed, v. i. (કલોઝડ)=બંધ થઇ. Was shut.
To follow, v. i. (ટુ ફોલો)=પાછળ જવું. To go after.
Fresh, adj. ( ફ્રેશ )=તાજું. Bright. [ Quiet.
Silent, adj. (સાઇલન્ટ)=શાંત.
Grave, n. (ગ્રેવ)=કબર. Tomb.
Crossed, v. t. (ક્રૉસ્ડ)=ઓળંગી ગયો. Walked through.
Courtyard, n. (કોર્ટ યાર્ડ)= ચોગાન. Open place.
Pigeons, n. (પીજીઅન્સ)= કબુતર. Doves.
Bent, v. i. ( બૅન્ટ )=વળ્યો. Stooped down.
Gently, adv. (જેન્ટલી)=ધીમેથી. Lightly.
Touched, v. t. (ટચ્ડ)=અડક્યો.
Forehead, n. (ફોરહેડ)=કપાળ. The fore part of the head. [ કર્યું.=Kissed.
Touched with lips=ચુંબન
Suddenly, adv. (સડનલી)= એકદમ. At once.
Noise, n. ( નૉઇઝ )=ગરબડ, ઘોંઘાટ. Hubbub.
Went on with their work =પોતાનું કામ ચાલુ રાખ્યું.= Continued their work.
Just as if=જાણે કે...તે પ્રમાણે.
Had happened, v. i. (હૅડ હૅપન્ડ)=બન્યું હતું. Had taken place.
Kitchen, n. (કીચન)=રસોડું. Cooking-room.
Barked, v. i. (બાર્કડ)=ભસ્યા.
March, n. ( માર્ચ )=પહેરો. Moving to and fro.
Led, v. t. ( લેડ )=લઇ ગયો. Escorted. [ room.
Hall, n. (હૉલ)=ઓરડો.Large
Dinner, n, ( ડીનર )=ખાણું. Food.
Spread over, v. i. (સ્પ્રેડ ઓવર )=ફેલાયા. Were circulated.
Due, adj.(ડયુ)=યોગ્ય.Proper.
Country,n.(કન્ટ્રી)=દેશ.Land.

ઘણાં વર્ષ થઇ ગયાં અને બીજા વંશનો રાજા તે મુલક ઉપર રાજ્ય કરતો હતો. ઘણા માણસોએ તે જુના મહેલે પહોંચવાનો પ્રયત્ન કર્યો હતો; પણ તે મીઠા બ્રાયરની વાડે તેમને દાખલ થવા દીધા નહિ. આખરે સો વર્ષ પુરા થવા આવ્યાં.

એક દિવસ રાજાનો પુત્ર શિકાર કરવા ગયો હતો અને તેણે એક ઉંચી ટેકરી ઉપરથી તે જાદુ થએલા મહેલના મીનારા જોયા. તે સ્થળની ખરી વાત તેને કોઇ કહી શકયું નહિ કેમકે જે બ્રાયર રોઝને જાણતા હતા તે બધા લાંબા વખત પહેલાં મરણ પામ્યા હતા.

આખરે તેને એક ઘણો બુઢ્ઢો માણસ મળ્યો, જેના દાદાએ તેને ઉંઘતી રાજકુમારી વિષે વાત કરી હતી. તે બુઢ્ઢા માણસે કહ્યું કે, ‘ તેને જાગવાનો વખત ઘણો નજીક આવ્યો છે, પણ ફક્ત રાજાનો પુત્ર મહેલમાં દાખલ થઇ શકે અને જાદુ દૂર કરી શકે. જેને માટે બ્રાયર રોઝ રાહ જુએ છે તે રાજકુમાર તમે હોવા જોઇએ. ’

પછી રાજકુમાર અને તેનાં માણસો ઉતાવળે મહેલ તરફ સ્વારી કરી ગયા. જ્યારે તે ગાઢ ઝાડી પાસે આવ્યો ત્યારે તેને પસાર થવા દેવા માટે તે ઉઘડી, પણ ફરીને બંધ થઇ ગઇ, જેથી કોઇ તેની પાછળ જઇ શકે નહિ. તે એકલો મહેલમાં દાખલ થયો કે જ્યાં સર્વત્ર બધું સો વર્ષ પહેલાં હતું તેવું જ તાજુ અને સુંદર હતું પણ કબર જેવું શાંત હતું.

દરવાજે ઉંઘતા સૈનિકો આગળથી તે પસાર થયો, ઉંઘતા કુતરા તથા કબુતરોવાળું ચોગાન ઓળંગ્યો, (અને) જે ઓરડાઓમાં ઉંઘતા નોકરો રાહ જોતા હતા તેમાંથી થઇને તે ચાલ્યો. આખરે ઉંઘતી શાહજાદીના પોતાના ઓરડામાં તે દાખલ થયો.

તે સુંદર બ્રાયર રોઝના ઉપર વાંકો વળ્યો અને તેના કપાળને પોતાના હોઠ વડે ધીમેથી અડયો (તેના કપાળ ઉપર ધીમેથી ચુંબન કર્યું) તેણે પોતાની આંખો ઉઘાડી અને હસી. તેણે કહ્યું, “ અહા ! તમે છો, મારા શાહજાદા ! હું તમારી રાહ જોઇ રહી છું. ”

એકદમ આખો મહેલ ઘોંઘાટથી ભરાઇ ગયો. નોકરો જાગ્યા અને જાણે કંઇ બન્યું નથી તેમ જ્યાંથી તેઓએ કામ બંધ કર્યું હતું ત્યાંથી ચાલુ રાખ્યું. રસોડામાં દેવતા ચકચકીત બળવા લાગ્યો. કુતરા ભસ્યા અને કબુતરો આમતેમ ઉડયાં. ઘોડાઓએ પોતાનું ઘાસ ખાવાનું ચાલુ કર્યું અને સૈનિકોએ દરવાજે પોતાનો પહેરો ચાલુ રાખ્યો.

રાજકુમારે બારીએથી બહાર જોયું અને પોતાના નોકરોને રાહ જોતા જોયા, કેમકે જાદુઇ વાડ વધારે વખત (હવે) ત્યાં ન હતી. પછી તે રાજકુમારીને મહેલના મોટા ઓરડામાં લઇ ગયો, જ્યાં હવે ખાણું તૈયાર હતું અને જે બન્યું હતું તે બધું તેને કહ્યું.

આખા દેશમાં સમાચાર ફેલાઇ ગયા કે તે સુંદર રાજકુમારી પોતાની ઊંઘમાંથી જાગૃત થઈ છે. રાજા અને રાણી આવ્યાં અને તેને પોતાના મહેલે લઇ ગયાં અને ત્યાં તેનાં રાજકુમાર સાથે લગ્ન થયાં અને યોગ્ય વખતે તે દેશની રાણી થઇ.

*Summary*—When hundred years were nearly over, a king of another family ruled over the land of Briar Rose. One day the king's son had gone out for hunting. He saw the towers of the palace of Briar Rose. All who knew about Briar Rose were dead longago, So none could tell him the story of that palace. At last a very old man told him that only a prince could awake him. So he rode to the palace with his men. The hedge made way for him and he entered the palace. He saw Briar Rose sleeping and kissed her on her forehead. She awoke. Then the servants and animals who were also sleeping awoke. Then they took dinner. The king and queen came there and took her to their palace. Then she was married with the prince.

---

# Lesson 6.

Had never been up=કદી ઉપર ચઢી ન હતી.

Steps, n. ( સ્ટેપ્સ )=દાદર. Ladder.

Was hurt, v. t. (વૉઝ હર્ટ)=ને ઇજા થઇ હતી. Was injured.

She was hurt ... things=છોકરાં રમતાં હોય છે ત્યારે તેઓને ઘણી વખત ઇજા થાય છે તેમ તેણીને ઇજા થઈ.

To suppose, v. t. (સપોઝ)=ધારવું. To think.

Works sums=દાખલા ગણે છે =Writes examples.

To clean, v. t. (ટુ ક્લીન)=સાફ કરવું. To cleanse.

However, conj. (હાઉએવર) =છતાં. Yet.

Are made of=ની બનાવેલી છે.

Let us do so now=ચાલો હવે આપણે તેમ કરીએ= Let us think now.

Parts, n. ( પાર્ટસ )=ભાગ. Divisions.

Frame, n. ( ફ્રેમ )=ચોકઠું. Outer structure.

Consists of, v. i. (કન્સીસ્ટસ ઓફ)=ની બનેલી છે. Is made up of.

Joined together, (જોઇન્ડ ટુગેધર)=સાથે જોડેલા. Fixed together.

Corners, n. (કૉર્નર્સ)=ખુણા. [ Nooks.

Helps to prevent=અટકાવવામાં મદદ કરે છે=Helps to stop. [ તે.

Breaking, n. (બ્રેકીંગ)=ભાંગવું

Easy, adj. ( ઇઝી )=સહેલું. Not difficult.

Inconvenient, adj. (ઇનકન્વીનીયન્ટ)=અગવડભરેલી. Not convenient.

Edges, n. (એજીસ)=કીનારાઓ. Borders.

Sharp, adj. (શાર્પ)=ધારવાળા.

To rest, v. t. (ટુ રેસ્ટ)=મૂકવી. To put.

Rock, n. (રૉક) =ખડક, મોટા પત્થર. A large stone.

Kind, n. ( કાઇન્ડ )=જાત. Species.

Most of it=તેમાંની ઘણીખરી.
Wales, n. ( વેઇલ્સ ) =વેલ્સ.
Name of the country.
Cornwall, n. (કૉર્નવૉલ)=કોર્નવોલ. A part of England.
Countries, n. (કન્ટ્રીઝ)=દેશ.
Quarries, n. (ક્વૉરિઝ)=પત્થરની ખાણ. Places where stones are dug out of the earth.
Large numbers of men= માણસોની મોટી સંખ્યા = Many men.
Busy, adj. (બીઝી)=કામ કરતા. Working, Engaged.
Difference, n. (ડીફરન્સ)=તફાવત. distinction.
Flat, adj. (ફ્લૅટ)=ચપટા.
Layers, n. (લેઅર્સ)=પડ. થર. Plates.
Firmly,adv. (ફર્મલી)=મજબુતરીતે. Strongly.
Can be split, [કૅન બી સ્પ્લીટ) =ફાડી શકાય. Can be rent. [Separate.
Apart, adv. (ઍપાર્ટ)=જુદા.
Wedge, n. (વેજ) = ફાચર.
A king of instrument.
Are hammered, v. t. (આર હૅમર્ડ)=હથોડા મારવામાં આવે છે. Are beaten with hammers. [ Lightly.
Gently, adv. (જેન્ટલી)=ધીમેથી.
So as=In such a manner that==એવી રીતે કે.
Purposes, n. (પરપઝીઝ)=ઉપયોગો. Objects.
For roofing = છાપરૂં બનાવવા માટે=To cover a roof.
Narrow, adj. ( નૅરો)=સાંકડા. Not broad.
Are nailed, v. t. ( આર નેઇલ્ડ )=ખીલાથી જડવામાં આવે છે. Are fixed with nails.
Timbers, n. (ટીમ્બર્સ)=ભારોટીઓ. Wooden beams.
Rows, n. (રોઝ)=હારો. Lines.
Bottom part, (બૉટમ પાર્ટ)= નીચલો ભાગ. Lower part.
Overlaps, v. t. (ઓવરલૅપ્સ) =ની ઉપર આવે છે. Comes partly over.

The slates...row below it =સ્લેટોને એવી રીતે મૂકવામાં આવે છે કે એક હારનો નીચલો ભાગ તેની નીચેની હારના મથાળા ઉપર આવે છે =The slates are so arranged that the lower part of one row comes over the upper part of the next row.

Arrangement, n. (ઍરે-જ-મેન્ટ)=ગોઠવણી. Adjustment.

Rounded, adj. (રાઉ-ન્ડેડ)=ગોળ વાળેલાં. Bent round.

Tiles, n. (ટાઇલ્સ)=નળીયાં.

Smoother, adj.(સ્મુધર)=વધારે લીસી. More even.

Has been polished, v. t. (હૅઝ બીન પૉલીશ્ડ)=લીસી કરવામાં આવી છે. Has been made smooth.

Constantly, adv. (કૉન્સ્ટન્ટ-લી)=હંમેશાં. Always.

Sponge, n. (સ્પૉન્જ)=વાદળી. A soft porous thing which sucks up water.

Rag, n. ( રૅગ )=ચીંથરૂં. A piece of cloth.

Ways, n. (વેઝ)=રીત. Manners.

Greasy, adj. (ગ્રીઝી)=ચીકણી. [ Oily.

Smell, n. (સ્મેલ)=વાસ.

Properly, adv. (પ્રૉપરલી)=બરાબર. In a proper way.

હું ધારૂં છું કે દરેક છોકરો એમ વિચારે છે કે તે પોતાની સ્લેટ વિષે બધું જાણે છે. તે તેને દરરોજ નિશાળે લઇ જાય છે, તે તેના ઉપર નિશાળમાં લખે છે, તે તેના ઉપર દાખલા ગણે છે અને તેને ઘણી વાર તે સાફ કરવી પડે છે. છતાં ઘણાં છોકરાઓએ પોતાની સ્લેટ તરફ (બરાબર) જોયું નથી કે વિચાર્યું નથી કે તે શાની બનેલી છે. ચાલો, હવે આપણે તેમ કરીએ.

પ્રથમ, સ્લેટના બે ભાગ છે. પત્થરપાટી જેના ઉપર આપણે લખીએ છીએ તે અને ચોકઠું. આપણે જોઇ શકીએ છીએ કે ચોકઠું

લાકડાનું બનાવેલું છે. તે ખુણા આગળ એકઠા જોડેલા ચાર કકડાનું બનેલું છે. તે સ્લેટને ભાંગી જતી અટકાવવામાં મદદ કરે છે અને તેને વાપરવામાં વધારે સુગમ બનાવે છે.

જે છોકરાઓએ સ્લેટને ચોકઠા વગર વાપરી છે તેઓ તે કેટલી અગવડભરેલી છે તે જાણે છે. ધારો અને ખુણાઓ અણીદાર હોય છે અને તેમના હાથને ઈજા કરે છે. જો તેઓ સ્લેટને પોતાના ઘુંટણ ઉપર મૂકે (ટેકવે), જેમ છોકરાઓ ઘણીવાર કરે છે, તો તે તેમને પણ ઈજા કરે છે.

સ્લેટ પોતે ખરી રીતે પત્થર અથવા ખડકનો ટુકડો છે. આ જાતનો ખડક સ્લેટ કહેવાય છે. તે ઘણી જગાઓએ મળી આવે છે. કદાચ તેમાંની ઘણીખરી વેલ્સ અને કોર્નવોલથી આવે છે. આ દેશોમાં ઘણી સ્લેટની ખાણો હોય છે અને ઘણા માણસો હંમેશાં તેમાંથી સ્લેટ કાઢવામાં રોકાએલા હોય છે.

સ્લેટ અને બીજા ખડકો વચ્ચે મોટો તફાવત એ છે કે તેનાં પાતળાં, ચપટાં પડ અથવા થર હોય છે. આ પડ મજબૂત રીતે સાથે જોડાએલાં (ચોટેલાં) હોય છે, પણ તેઓને ચીરી જુદાં કરી શકાય છે. તેમને ચીરી જુદાં પાડવામાં ફાચરો વપરાય છે. સ્લેટના કકડાની ધાર ઉપર ફાચરો મૂકવામાં આવે છે અને એક કકડો જુદો પડે ત્યાં સુધી ધીમેથી હથોડા મારવામાં આવે છે. જાડો અથવા પાતળો કકડો ફાડી શકાય એવી રીતે ફાચરો મૂકી શકાય છે.

નિશાળોમાં લખવા માટે સ્લેટો વપરાય છે એટલું જ નહિ, પણ બીજા કામો માટે પણ વપરાય છે. કદાચ તે સૌથી વધારે ઘરોનાં છાપરાં બનાવવામાં વપરાય છે. આ કામ માટે તેઓને ફાડીને નિશાળની સ્લેટોની માફક કાપવામાં આવે છે. પછી દરેકની ટુંકી બાજુઓમાંથી એકના વચલા ભાગમાં એક કાણું પાડવામાં આવે છે.

લાકડાના સાંકડા કકડાઓને ભારોટીઆં સાથે ખીલાથી જડવામાં આવે છે અને સ્લેટોની હારોને આ કાણાંમાંથી આ લાકડાના કકડાઓ

સાથે ખીલા મારીને જડવામાં આવે છે. સ્લેટોને એવી રીતે મૂકવામાં આવે છે કે સ્લેટની દરેક હારનો નીચલો ભાગ તેની નીચેની હારના મથાળાના ભાગ ઉપર આવે. સ્લેટોની આ ગોઠવણ વરસાદના પાણીને છાપરામાંથી આવતું અટકાવે છે.

સ્લેટની હારો છાપરાના મથાળે જ્યાં મળે છે ત્યાં સ્લેટની સૌથી ઉંચામાં ઉંચી બે હારોની વચ્ચેથી પાણીને આવતું અટકાવવા માટે ગોળ વાળેલાં નળીયાં મૂકવામાં આવે છે.

જો તમે નિશાળની જુની સ્લેટ તરફ અને પછી નવી સ્લેટ તરફ જુઓ તો તમે તેમની વચ્ચે મોટો તફાવત જોશો. જુની સ્લેટ નવી કરતાં વધારે કાળા રંગની હોય છે અને તે વધારે લીસી હોય છે.

આનું શું કારણ છે ? તેનું કારણ એ છે કે જુની સ્લેટ વપરાશથી લીસી થએલી હોય છે. તેના ઉપર પેનથી વારંવાર લખવું અને તેને હાથ કે વાદળી ચીંથરાથી વારંવાર સાફ કરવું તે ખરી રીતે સ્લેટને પૉલીશ કરવું તે ( કરવા બરાબર ) છે.

ઘણા છોકરાઓની પોતાની સ્લેટો સાફ કરવાની રીતો ઘણી ગંદી હોય છે. સ્લેટોને હંમેશાં ભીની વાદળીથી સાફ કરવી જોઇએ. જ્યારે તેમને બીજી રીતે સાફ કરવામાં આવે છે ત્યારે તે ચીકણી થાય છે અને કેટલીક વખત ખરાબ વાસ મારે છે. જે સ્લેટો બરાબર સાફ ન કરવામાં આવી હોય તે વાપરવાથી છોકરાઓ માંદા પણ પડે છે.

---

# Lesson 7.

Lullaby, n. (લલ્લેબી)=હાલરડું. A song to quiet babies.

Dead, adj. (ડેડ)=મરણ પામેલો [ Deceased.

Castle, n. ( કૅસલ )=કીલ્લો. Fort.

In time=વખત જતાં=In course of time.

To fight, v. i. ( ફ્ર ફાઇટ )=લડવું.
Safely, adv. (સેફ્ફલી)=સહીસલામત રીતે. Without harm.
To guard, v. t. ( ટુ ગાર્ડ )=રક્ષણ કરવું. To protect.

## Lullaby of an Infant Chief = એક બાળ સરદારનું હાલરડું.

Infant, n. (ઇનફન્ટ)=બાળક. Baby. Chief, n. (ચીફ)=સરદાર.
Hush, v. t. (હશ)=ચુપ રહે. Be silent.[Leader, General.
Thee, p. (ધી)=તું. Baby, n. (બેબી)=બાળક. Child.
Thy, p. (ધાય)=તારો. Sire, n. (સાયર)=બાપ. Father.
Knight, (નાઇટ)=સરદાર, લડવૈયો. Brave warrior.
Lovely, adj. (લવલી)=મનોહર. સુંદર. Charming.
Woods,n.(વુડઝ)=જંગલો. Forests. Glens, n. (ગ્લેન્સ)=ખીણો.
Towers, n. (ટાવર્સ)=મીનારા. Lofty buildings. [ Valleys.
Are belonging, v. i. ( આર બીલોન્ગીંગ ) = ની માલકીના છે.
Are owned.
They all......thee=Dear child, they all are thine.
Bugle, n. (બ્યુગલ)=રણશીંગુ. Horn, [ the bugle.
O fear...bugle=Do not be afraid of the sound of
Though...blows=Though it makes a loud sound.
But, adv,(બટ)=માત્ર. Only. Warders,n. (વૉર્ડર્સ)=ચોકીઆતો.
Repose, n. (રીપોઝ)=આરામસ્થાન. Place of rest. [Guards.
Bows, n. (બોઝ)=કામઠાં. Would be bended=વળશે.=Would
Blades, n. (બ્લેડઝ)=તરવારો. Swords. [ be bent.
Ere, conj. (એર)=પહેલાં. Before. Foeman, n. ( ફોમેન) =
Step, n. (સ્ટેપ)=પગલું. Footstep. [ શત્રુ. Enemy.
Draws near to=પાસે આવે=Comes near. Reaches.
Shall be broken=માં ખલેલ પડશે=Shall be disturbed.

Trumpet, n.(ટ્રમ્પેટ)=રણશીંગુ. Bugle. Drum, n.(ડ્રમ)=પડઘમ.
Darling, n. (ડાર્લીંગ)=વ્હાલા. Dear. Rest, n. (રેસ્ટ)=આરામ.
While, conj. (વ્હાઇલ)=જ્યારે. When. Strife, n. (સ્ટ્રાઇફ)=
Manhood, n. (મૅનહુડ)=માણસાઇ. મોટપણુ. [ લડાઇ, કજીઓ.
Fighting. Waking, n. (વેઇકીંગ)=જાગવાનું.

ઓ મારા બાળક, તું શાંત થા. તારો પિતા એક સરદાર હતો. તારી માતા એક બાનુ હતી. બંને ખુબસુરત અને તેજસ્વી હતાં. વ્હાલા બાળક, મીનારા ઉપરથી જે જંગલો અને ખીણો આપણે જોઇએ છીએ તે તારી માલકીનાં છે.

અરે, જો કે રણશીંગુ જોરથી વાગે છે તો પણ તું તેનાથી બીશ નહિ. તે તો ફક્ત જે ચોકીઆતો તારા આરામસ્થાનનું રક્ષણ કરે છે તેમને બોલાવવા માટે છે. દુશ્મનનું પગલું તારી પથારી નજીક આવે તે પહેલાં તેમનાં કામઠાં વળી જશે ( તેઓ કામઠાં ચઢાવશે ) અને તેમની તરવારો રાતી થશે.

ઓ મારા બાળક, તું શાંત થા. જલદીથી એ વખત આવશે કે જ્યારે તારી નિદ્રામાં રણશીંગાથી અને પડઘમથી ખલેલ પડશે. ત્યારે મારા વ્હાલા, તું શાંત થા. જ્યારે મળે છે ત્યારે તું આરામ લે, કેમકે ( જેમ ) દિવસ થતાં જાગવાનું આવે છે ( તેમ ) મોટપણુ આવતાં લડવાનું આવે છે.

## વાતચીતમાંથી સવાલો અને તેના જવાબો.

Why do the woods and glens belong to the baby ? They belong to the baby because his father was their owner. What does the bugle blow for ? It blows to call warders. What will in time break the baby's sleep ? Trumpet and drum will break the baby's sleep. Why will it be so broken ? It will be broken because when the baby becomes a man, he will have to go to fight. What comes

with manhood ? Strife comes with manhood. Does it come to people who are not soldiers ? Yes sir, worldy strife comes to the people who are not soldiers.

---

# Lesson 8.

Ought to have ripened=પાકવા જોઈતા હતા.=Ought to have become ripe.
Scratched, v. t. (સ્ક્રૅચ્ડ)=લીસોટો પાડયો. Slightly injured.
To fetch, inf. (ટુ ફૅચ)=લાવવાને. To bring.
On the way=રસ્તામાં. While going on their way.
In time=વખતસર =At the right time.
Fail to catch=ચુકી જાઓ=Miss.
Just in time=બરાબર વખતે=Exactly at the time.
Was brought up, v. t. ( વૉઝ બ્રૉટ અપ )=ઉછેરવામાં આવ્યો હતો. Was bred up.

**The Toils of Jason.—1.=જેસનના પરિશ્રમ.**

Toils, n. (ટૉઇલ્સ)=પરિશ્રમ. Troubles. Wicked, adj. (વીકેડ)
Greek, adj. (ગ્રીક)=ગ્રીસનો. Of greece. [ =દુષ્ટ. Cruel.
Called, p. p. (કૉલ્ડ)=નામનો. By name. Named.
Stole, v. t. (સ્ટોલ)=પચાવી પડયો. Usurped. Kingdom, n.
Named, p. p. (નેઇમ્ડ)=નામનો. Called. [ (કીંગડમ)=રાજ્ય.
Instead of, prep. (ઇનસ્ટેડ ઓફ) ને બદલે. In place of.
Who ought...Pelias=જે પેલીઆસની જગ્યાએ રાજા થવો જોઇતો
Schoolmaster, n. ( સ્કુલમાસ્ટર )=શિક્ષક. Teacher. [હતો.
Noble, adj. (નોબલ)=ઉમદા. Worthy.

Jason grew up to be a noble youth=જેસન મોટો થયો ત્યારે એક ઉમદા જુવાન નીવડ્યો.=Jason turned out to be a noble young man.

Set off, v. i. (સેટ ઑાફ)=નીકળ્યો. Started.

To claim, inf. (ટુ કલેઈમ)=હક કરવાને. દાવો કરવાને. To demand by right.

To wade, inf. (ટુ વેઇડ)=પાણીમાં ચાલવું. To walk in water.

Stream, n. (સ્ટ્રીમ)=ઝરો. Brook.

Strong, adj. (સ્ટ્રૅાન્ગ)=જોરથી વહેતો. Flowlng with force.

Sandals, n. (સૅન્ડલ્સ)=પાવડીઓ. Wooden shoes.

Came off, v. i. (કેઈમ ઑાફ)=નીકળી પડી. Slipped off.

As he was crossing the stream = જેવો તે ઝરો ઓળંગતો હતો તે વખતે=When he was going through the stream.

It was washed away=તે પાણીમાં તણાઇ ગઇ=It was carried away by water.

Therefore, conj. (ધૅરફૅાર)=તેથી. So.

Was obliged, v. t. (વૅાઝ ઓબ્લાઇજ્ડ)=ફરજ પડી. Was forced.

Strange, adj. (સ્ટ્રેઇન્જ)=અજાયબ જેવો. Wonderful.

Bare, adj.(બૅર)=ઉઘાડો. Without a sandal.

He was much afraid=તેને ઘણી બીક લાગી=He was much frightened.

Had been warned, v. t.=(હૅડ બીન વૅાર્ન્ડ)=ચેતવણી આપવામાં આવી હતી. Had been cautioned.

Throne, n. (થ્રોન)=ગાદી. Royal seat.

Pale, adj. (પેઇલ)=ફીક્કો. Wan.

Fright, n. (ફ્રાઇટ)=ભય, ધાસ્તી. Fear.

Learned, v. t. (લર્ન્ડ)=જાણ્યું. Knew.

Nephew, n. (નેવ્યુ)=ભત્રીજો. Brother's son.

Promised, v. t. (પ્રૉમીસ્ડ)=વચન આપ્યું. Gave word.
To give up, v. t. (ટુ ગીવ અપ)=સોંપી દેવું. To deliver.
Fleece, n. (ફ્લીસ)=ઉન. Wool.

Colchis, n. (કૉલચીસ)=કોલચીસ. A province of Russia.
Belonged to, v. i. ( બીલૉન્ગ્ડ ટુ )=ની માલકીનું હતું. Was owned by. [ fixed with a nail.
Was nailed, v. t. (વૅાઝ નેઇલ્ડ)=ખીલાથી જડયું હતું. Was
Oak, n. (ઓક)=ઓક ઝાડ. A kind of tree.
Foot, n. (ફુટ)=નીચેનો ભાગ. Lay, v. i. ( લે )=પડેલો હતો.
Terrible, adj. (ટેરીબલ)=ભયંકર. Frightful. [Was lying.
Dragon, n. (ડ્રેગન)=પાંખવાળો સાપ. A winged serpent.
Weapon, n. (વેપન)=હથીઆર. Instrument.
That was ever made=જે કદી બનાવવામાં આવ્યું હોય=That was at any time prepared.

To seize, inf. (ટુ સીઝ)=લેવાને. To take.
In vain, adv. (ઇન વેઇન)=ફોગટ, વ્યર્થ. To no purpose.
Limb, n. (લીમ્બ)અવયવ. Part of the body.
Had torn them limb from limb=તેમના શરીરના અવયવોના કકડા કરી નાખ્યા હતા. Had cut them to pieces.

Peace, n. (પીસ)=શાંતિ. Tranquility. Dangers, d.(ડેન્જર્સ)
To face, v. t. (ટુ ફેઇસ)=સામનો કરવો. To oppose.[ભય. Perils.
Prepared, v. i. (પ્રીપેર્ડ)=તૈયાર થયો. Became ready.
To set out, inf. (ટુ સેટ આઉટ)=નીકળવાને. To start.
Warriors, n. (વૉરીઅર્સ) =લડવૈયા. Soldiers.
Heroes, n. (હીરોઝ)=શૂરવીર પુરૂષો. Brave men.
Offered, v. t. (ઑફર્ડ)=માગણી કરી. Proposed.

To join him=તેની સાથે જવાને=To go with him.
Mountain, n. (માઉન્ટન)=પર્વત.
Built him,=તેને માટે બાંધ્યું= Built for him.
Shipbuilding, n. (શીપ બીલ્ડીંગ)=વહાણ બાંધવાની કળા. The art of building ships.
Named it after him the Argo=તેના બાંધનારના નામ ઉપરથી તેનું નામ આર્ગો પાડ્યું.=Gave it the name Argo in honour of its builder.

Oars, n. (ઓર્સ)=હલેસાં. Instruments of rowing.
Fair, adj. (ફેર)=સારો. Favourable.
Adventures, n. (એડવેન્ચર્સ)=સાહસો. Exploits.
Crashed, v. i. (ક્રૅશ્ડ)=અથડાતા. Struck.
Flew apart=જુદા થઇ જતા= Became separate.
Let loose, v. t. (લૅટ લુઝ)=છોડી મૂક્યું. Let fly.
Dove, n. (ડવ)=કબુતર Pigeon. Swiftly, adv. ( સ્વીફ્ટલી )=
Feather, n. (ફેધર)=પીછું. [ ઝડપથી. Quickly.
Rowing, pre. p. (રોઇંગ)=હલેસાં મારતાં. Pushing with oars.
Might, n. ( માઇટ )=બળ. Strength.
Stern, n. (સ્ટર્ન)=વહાણનો પાછલો ભાગ. Hind part.
Ashore, adv. (ઍશોર)=કિનારા ઉપર. On the shore.
Should have=મળશે=Would get.
To yoke, v. t. (ટુ યોક)=જોડવા. To join in a frame
Brazen, (બ્રેઝન)=પીત્તળના. Made of brass. [ of wood.
Bulls, n. (બુલ્સ)=ગોધા. Bullocks.
To plough, v. t. (ટુ પ્લાઉ)=ખેડવું. To till.
To sow, v. t. (ટુ સો)=વાવવું. To plant.

એક વખત પેલીઆસ નામનો એક દુષ્ટ ગ્રીક રાજા હતો,

જેણે પોતાના મોટા ભાઇ પાસેથી રાજ્ય પડાવી લીધું હતું. જ્યારે (તેનો) આ ભાઈ મરણ પામ્યો ત્યારે તે જેસન નામનો એકનો એક પુત્ર મૂકી ગયો, જે પેલીઆસને બદલે રાજા થવો જોઇતો હતો.

જ્યારે જેસન બાળક હતો ત્યારે તેને મારી નાખવા પેલીઆસે પ્રયત્ન કર્યો. છતાં, તે બાળક તેના બાપના મિત્રોથી બચાવાયું અને એક ઘરડા અને ડાહ્યા શિક્ષકથી ઉછેરાયું (છતાં તે બાળકને તેના બાપના મિત્રોએ બચાવ્યું અને એક ઘરડા અને ડાહ્યા શિક્ષકે ઉછેરી મોટું કર્યું.) જેસન મોટો થયો ત્યારે એક ઉમદા જુવાન નીવડયો અને પછી તે પોતાના બાપના રાજ્યનો દાવો કરવાને પેલીઆસના શહેર તરફ જવા નીકળ્યો.

રસ્તામાં જેસનને એક ઝરો જે ઉંડો અને જોસથી વહેતો હતો તે ઉતરવો પડયો. જ્યારે તે ઝરો ઉતરતો હતો ત્યારે તેની એક પાવડી નીકળી પડી અને તે તણાઈ ગઈ. તેથી જેસનને ફક્ત એક પાવડીએ શહેરમાં જવાની ફરજ પડી.

જ્યારે રાજા પેલીઆસે તે એક ઉઘાડા પગવાળા અજાયબ જેવા જુવાનને જોયો ત્યારે તેને ઘણી ધાસ્તી લાગી, કેમકે તેને ચેતવણી મળી હતી કે એક પાવડીવાળો માણસ કોક દિવસ તેને તેની ગાદી ઉપરથી હાંકી કાઢશે (ઉઠાડી મૂકશે).

ભયથી ફીક્કા પડીને તેણે પૂછયું કે, 'તમે કોણ છો?' અને જ્યારે તેણે જાણ્યું કે તે ઉમદા જુવાન પોતાનો ભત્રીજો છે ત્યારે જો જેસન કોલચીસથી સોનેરી ઉન તેને લાવી આપે તો તેણે રાજ્ય છોડી દેવાનું વચન આપ્યું.

હવે આ સોનેરી ઉન કોલચીસના રાજાની માલકીનું હતું. તેને ઓકના ઝાડ સાથે ખીલાથી ચોઢવામાં આવ્યું હતું અને તે ઝાડની નીચે એક બિહામણો પાંખોવાળો સાપ પડેલો હતો જે કદી ઉંઘતો ન હતો અને કોઈ પણ હથીઆર જે કદી બનાવવામાં આવ્યું હોય તેનાથી મારી શકાતો ન હતો. સોનેરી ઉન લેવાને ઘણા માણસોએ પ્રયત્ન

કર્યો હતો પણ ફોગટ, કારણ કે તે સાપે તેમના અવયવે અવયવ ચીરી નાંખ્યા હતા.

પેલીઆસે એવી આશા રાખી હતી કે જેસન પણ મરાશે અને જ્યારે તેના ભત્રીજો મરી જશે ત્યારે તે શાંતિથી રહેવાને શક્તિમાન થશે. જેસન પોતાની આગળ શું ભય હતા તે જાણતો હતો પણ તે તેમની સામે થવાને બીતો ન હતો અને એકદમ નીકળવાને તૈયાર થયો.

ઘણા બહાદૂર જુવાન લડવૈયા ગ્રીસના વીરોએ તેની સાથે જોડાવાની માગણી કરી અને તેઓએ પર્વત ઉપરનાં ઝાડ કાપી નાખ્યાં અને તેને માટે એક અજાયબી પમાડે તેવું વહાણ બાંધ્યું.

તે વીરોમાંનો આરગસ નામનો એક વહાણ બાંધવાની કળા સંબંધી બધું જાણતો હતો, તેથી વહાણ કેવી રીતે બાંધવું તે તેણે તેમને કહ્યું અને તેમણે તેના નામ ઉપરથી તેને આર્ગો નામ આપ્યું. તે વહાણમાં જે વીરો હંકારી ગયા તે તે વહાણના નામ ઉપરથી આર્ગોનૉટસ કહેવાયા. તે પચાસ વીરો હતા તેથી આર્ગોમાં હલેસ. માટે પચાસ જગ્યાઓ હતી.

જેવો પવન અનુકૂળ થયો કે તરત જ આર્ગોનૉટસ હંકારી ગયા. તેઓએ ઘણાં સાહસ ખેડયાં પણ તે વિષે હું તમને બધું હાલ કહી શકું નહિ. એક જગ્યાએ વહાણને બે મોટા ખડકો વચ્ચે થઇને હંકારવાનું હતું, જે (ખડકો) જ્યારે જ્યારે કંઈ ચીજ તેમની વચ્ચે થઇને પસાર થાય ત્યારે ત્યારે અથડાતા હતા અને પછી ફરીને ભેગા થવા માટે જુદા પડી જતા હતા.

આ ભયંકર ખડકો વચ્ચેથી આર્ગો કેવી રીતે સહીસલામત પસાર થઈ શકયું તે વિષે તમે શું ધારો છો ? હું તમને કહીશ. જ્યારે આર્ગોનૉટસ નજીક આવ્યા ત્યારે તેમણે એક કબુતર છોડયું જે ખડકો વચ્ચેથી ઝડપથી ઉડયું. ખડકો અથડાયા પણ તે કબુતર એટલું બધું ઝડપથી ઉડયું કે ફક્ત તેની પુંછડીનું છેલ્લું પીછું તેમની વચ્ચે પકડાયું.

પછી ખડકો જુદા પડયા અને તેઓ ફરીને ભેગા થાય તે પહેલાં

આર્ગોનૉટસ પોતાના બધા બળથી હલેસાં મારીને તેમની વચ્ચેથી પસાર થયા. તેઓ બરાબર વખતસર હતા. (પસાર થયા હતા). કેમકે તે ખડકોએ વહાણના પાછલા ભાગનો એક ટુકડો ભાગી નાંખ્યો હતો.

ઘણાં અઠવાડીઆં પછી આર્ગોનૉટસ કોલ્ચીસ આવ્યા અને જેસન સોનેરી ઉન પોતાને આપવાની તે દેશના રાજા પાસે માગણી કરવાને કિનારે ગયો.

રાજાએ જેસનને કહ્યું કે, 'સોનેરી ઉન તને મળશે પણ તારે પહેલાં બે કામ કરવાં પડશે: તારે પિત્તળના ગોધાઓને જોડવા પડશે તથા એક મોટું ખેતર ખેડવું પડશે અને આ ખેતરમાં પાંખોવાળા સાપના દાંત વાવવા પડશે.'

---

*Summary*—Jason was the son of a Greek king. When his father died, his uncle Pelias usurped the throne. Pelias tried to kill Jason when he was a baby. But his father's friends saved him. When Jason became a youth, he started to go to claim his father's throne. On the way, while crossing a stream, one of his sandals was washed away. So he went to the city of Pelias with one foot bare. When Pelias saw him, he was much afraid. Pelias was warned that a man with one foot bare would drive him away from the throne. Pelias promised to give him the throne if he brought Golden Fleece from colchis. Pelias thought Jason would be killed by the dragon who guarded the Golden Fleece. Jason agreed. Fifty brave warriors of Greece joined him. They built a ship and



started to go to colchis. On the way, they had tc pass between two terrible rocks. These rocks crashed together when anything passed between them and then became separate. When they came there, they made a clove fly between the rocks. The rocks crashed together but on the end of its tail was hurt. Then the flocks became separate and before they could crash again, Jason and his men rowing with all their strength, had passed between them. Only a piece of hind part of the ship was broken. When they came to colchis, Jason went to the king and asked him to give him the Golden Fleece. The king promised him to give it if he did two things: he must yoke the brazen bulls and plough a large field and then sow the dragon's teeth in it.

*Composition*—Write an account of the Argonants and the Argo.

When Jason prepared to go to Colchis to take the Golden Fleece, fifty brave warriors joined him. The name of one of them was Argus. He knew all about shipbuilding. He told them how to build a ship and so when they built a ship they called it Argo after him. As these friends of Jason sailed in Argo, they were called Argonants.

---

# Lesson 9.

Listened, v. i. (લીસન્ડ)=ધ્યાન દઇને સાંભળ્યું. Heard atten-
Wedges, n. (વેજીસ)=ફાચરો. Sharp pieces of wood. [tively.
In this way=આ રીતે.
Secret, n. (સીક્રેટ)=રહસ્ય. Hidden meaning.
Arranged, v. t. (ઍરેન્જ્ડ)=ગોઠવણ કરી. Made arrange-
Amongst themselves=તેમનામાં. [ ments.

## The Toils of Jason.–II.=

## જેસનની મુશ્કેલીઓ—ભાગ ૨.

Brazen, adj. (બ્રેઝન)=પિત્તળના. Made of brass.
Creatures, n. (ક્રીચર્સ)=પ્રાણીઓ. Animals.
Were chained, v. t. (વૅર ચેઈન્ડ)=સાંકળથી બાંધવામાં આવ્યા હતા. Were tied with a chain.
Stable, n. (સ્ટેબલ)=તબેલો. Shed where horses are kept.
Nostrils, n. (નૅાસ્ટ્રીલ્સ)=નસકોરાં. Holes of the nose.
Blew, v. t. (બ્લ્યુ)=ઉડાડતા હતા. Gave out.
Flames, n. (ફ્લેઇમ્સ)=ભડકા. Blazes.
Sown, p. p. (સોન)=વાવેલા. Platned. (Sow, Sowed, Sown).
Spring up, v. i. (સ્પ્રીંગ અપ)=બહાર આવતા. Come out.
Armed, adj. (આર્મ્ડ)=હથીઆરબંધ. With arms.
Eager to......them, જેણે તેમને વાવ્યા હોય તેને મારી નાખવાને આતુર. Desirous of killlng the man who had
Felt sure=ખાતરી થઇ=Became sure. [sown them.
Magician n. (મૅજીશીઅન)=જાદુગર. Enchantress.
Ointment, n. (ઑઇન્ટમેન્ટ)=મલમ.
To rub, v. t. (ટુ રબ)=ઘસવું. To smear.

Armour, n. (આરમર)=બખ્તર. Coat of mail.
Fiery, adj. (ફાયરી)=બળતા. Blazing. Breath, n. (બ્રેથ)=શ્વાસ.
Would prevent......the bulls=ગોધાઓના જ્વાળાવાળા શ્વાસથી બળતો બચાવશે = Would save him from being burnt by the flames coming out of the nostrils of the bulls.
Cut through iron=લોઢાને આરપાર કાપે=Pierce iron.
Beasts, n. (બીસ્ટસ)=પશુઓ. Four-footed animals.
Roard, v. i. (રોર્ડ)=ગર્જના કરી. Thundered.
Terribly, adv. (ટેરીબલી)=ભયંકર રીતે. Fearfully.
Breathed out, (બ્રીધ્ડ આઉટ)=બહાર કાઢયા. Gave out.
Volcano, n. ( વૉલકેનો ) = જ્વાળામુખી પર્વત. A burning mountain.
Was not afraid=બીન્યો નહિ.=Did not fear.
Unchained them, v. t. ( અનચેઇન્ડ ધેમ ) = Untied the chains with which they were tied.
Dragged them, (ડ્રેગ્ડ ધેમ)=બહાર ખેંચી કાઢયા. Pulled them out.
Yoke, n. (યોક)=ધુંસરી.
He held their noses to the earth=તેણે તેમનાં નાક જમીન તરફ નમાવી રાખ્યાં=He so held them that their noses were turned towards the ground.
Helper, n. (હેલ્પર)=મદદગાર. One who helps.
Bounded off, v. i. (બાઉન્ડેડ ઑફ)=છલંગ મારીને કુદ્યા. Sprang up.
Firmly, adv. (ફર્મલી)=મજબૂત રીતે. Strongly.
Struggled, v. i. (સ્ટ્રગલ્ડ)=ફાંફાં માર્યાં. Made efforts.
Jason was their master=તેઓ જેસનના કાબુમાં હતા. Jason had control over them.
Forced, v. t. (ફોર્સ્ડ)=ફરજ પાડી. Compelled.
Carefully, adv. (કૅરફુલી)=સંભાળપૂર્વક. With caution.

Finished, v. i. (ફીનીશ્ડ)=પુરૂં કર્યું. Completed.
Towards sunset, ( ટોવર્ડ્ઝ સનસેટ )=સૂર્યાસ્ત વખતે. At the
time of sunset. [ ing out of.
Growing out of, (ગ્રોઈંગ આઉટ ઓફ)=માંથી નીકળતા. Com-
Waist, n. (વેઇસ્ટ)=કમર. Middle part of the body.
Were peeping, v. i. (વેર પીપીંગ)=ડોકીયાં કરતા હતા.
Come were...the ground=કેટલાકનાં મોઢાં જ બહાર નીકળ્યાં
હતાં=Some had their faces only out of the ground.
To attack, v. t. (ટુ ઍટૅક)=હુમલો કરવો. To assault.
Were waving, v. t. (વેર વેવિંગ)=ફેરવતા હતા. Were moving.
Were shaking, v. t. ( વેર શેકિંગ )=હલાવતા હતા. Were
moving. [ crying loudly.
Were shouting, v. i. (વેર શાઉટીંગ)=બૂમો પાડતા હતા. were
To imagine, v. t. (ટુ ઇમેજીન)=વિચારવું. To think.
Enemies, n. (એનીમીઝ)=દુશ્મનો. Foes.
Bade, v. t. (બેડ)=ફરમાવ્યું. Asked. ( bid, bade, bidden)
Bade him through=Asked him to throw.
Amongst, prep. (અમંગસ્ટ)=વચ્ચે. In the midst of.
Whose feet......ground=જેમના પગ જમીનમાંથી બહાર નીકળ્યા
હતા=Who had wholly come above the surface
of the ground.
Meanwhile, adv. (મીનવ્હાઇલ)=દરમીયાન. In the meantime.
Told him where it was=Showed him the place where
Set off, v. i. (સૅટ ઑફ )=નીકળ્યો. ઉપડયો. Started. [it was.
To fetch, v. t. (ટુ ફૅચ)=લાવવું. To bring.
Honey-cakes=મધની પુરીઓ=Cakes made with honey.
Would send to sleep=ઉંઘમાં નાંખશે=Would make sleep.

Greedily, adv. (ગ્રીડીલી)=અકરાંતીયાની માફક. Voraciously.
Drowsy, adj. (ડ્રાઉઝી)=ઉંઘવાળું. Sleepy.
Drew out, (ડ્રુ આઉટ)=ખેંચી કાઢયા. Pulled out.
Fastened, v. t. (ફાસન્ડ)=જડી રાખ્યું હતું. Kept nailed.
Hid, v. t. (હીડ)=સંતાડયું. Concealed. (Hide, hid, hidden.)
Cloak, n. (કલોક)=ઝભ્ભો.. Robe.
Was won, v. t. (વૉઝ વન)=મેળવવામાં આવ્યું. Was secured.
Board, n. ( બોર્ડ ) = તુતક. Deck.
Set sail, (સેટ સેઇલ)=હંકાર્યું. Sailed.
Adventures, n. (ઍડવેન્ચર્સ)=સાહસો. Exploits.
Arrived, v. i. (ઍરાઇવ્ડ)=પહોંચ્યો. Reached.

તે પિત્તળ ગોધા ભયંકર પ્રાણીઓ હતા. તેમને લોખંડ અને પત્થરથી બાંધેલા તબેલામાં સાંકળથી બાંધવામાં આવ્યા હતા. તેઓ પોતાનાં મોઢાં અને નસકોરામાંથી ભડકા કાઢતા હતા, તે ભડકા જે બધા તેમની પાસે આવે તેમને બાળી નાખતા હતા.

સાપના ( =ડ્રેગનના ) દાંત તે ગોધાઓ કરતાં પણ વધારે ભયંકર હતા, કેમકે જ્યારે તેમને વાવવામાં આવતા ત્યારે તેઓ પોતાને જે કોઇએ વાવ્યા હોય તેમને મારી નાખવાને આતુર હથીઆરબંધ માણસો તરીકે ઉગી નીકળતા હતા. જેસનને જે કરવાનું હતું તે જેમણે સાંભળ્યું તે બધાને ખાતરી થઇ કે જેસન પોતાના મોત તરફ જતો હતો.

રાજાની પુત્રી જેનું નામ મીડીઆ હતું તે જેસનને માટે ઘણી દીલગીર થઇ અને તેણે તેને કહ્યું કે હું તને મદદ કરીશ. તે જાદુગર હતી અને તેણે તેને તેના મોં, હાથ, પગ, તરવાર અને બખ્તર ઉપર ઘસવાને માટે મલમ આપ્યો.

આ મલમ તેને ગોધાના જ્વાળાવાળા શ્વાસથી બળતો બચાવશે અને તેની તરવારને એવી મજબુત અને ધારવાળી બનાવશે કે તે લોઢાની આરપાર સહેલાઇથી પેસી જશે.

તેથી જેસને પોતાને તથા પોતાના બખ્તરને તે મલમ ચોપડયો અને જે તબેલામાં પિત્તળના ગોધા રાખવામાં આવતા હતા ત્યાં ગયો. જ્યારે તે પશુઓએ તેને જોયો ત્યારે તેઓએ ભયંકર ગર્જના કરી અને જ્વાળામુખી પર્વતની માફક ધૂમાડો અને ભડકા કાઢવા લાગ્યા.

જેસન બીન્યો નહિ પણ તેમની સાંકળો છોડી અને તેમને તબેલા બહાર ખેંચી ગયો. જયારે તેના એક મિત્રે તેની ગરદન ઉપર ધુંસરી મૂકી ત્યારે જેસને તેમનાં નાક જમીન તરફ પકડી રાખ્યાં, તેથી તેઓ તેના મદદગારને બાળી શકયા નહિ.

ગોધાઓ ઉછળ્યા, પણ જેસને હળને એવું મજબૂત પકડી રાખ્યું કે તેઓ નાસી જઈ શકયા નહિ. તેઓએ ફાંફાં માર્યાં અને લઢયા (=તોફાન કર્યું); પણ જેસને તેમને કાબુમાં રાખ્યા અને ખેતર ખેડવાની તેમને ફરજ પાડી.

પછી જેસને સાપના દાંત માગ્યા અને રાજાએ તે તેને આપ્યા. તે તેમને સંભાળપૂર્વક ખેતર ઉપર વાવતો ગયો અને જ્યારે તેણે (તે કામ) પુરૂં કર્યું ત્યારે તે ઉંઘવા માટે સૂઇ ગયો.

સૂર્યાસ્તને વખતે તે જાગ્યો અને તેણે ખેતર તરફ જોયું. ત્યાં તેણે હથીઆરબંધ માણસોને જમીનમાંથી ઉગતા જોયા. કેટલાક કમર સુધી ઉગ્યા હતા, કેટલાક જમીનમાંથી ડોકીયાં કરી રહ્યા હતા અને કેટલાક તેના ઉપર હલ્લો કરવાને લગભગ તૈયાર હતા. જેમના હાથ છૂટા થયા હતા તેઓ પોતાની તરવારો ફેરવતા હતા, ભાલા હલાવતા હતા અને તેના સામે બૂમો પાડતા હતા.

આ બધા દુશ્મનો સામે કેવી રીતે લડવું તે જેસન વિચારી શકયો નહિ; પણ મીડીઆ એકવાર ફરીને તેની મિત્ર થઈ (=મદદે આવી). તેણે તેને હથીઆરબંધ માણસોની વચ્ચે એક મોટો પથરો ફેંકવાનું કહ્યું. તેણે આ (=તેમ) કર્યું અને પથરો જેમના પગ જમીનની બહાર હતા તેમાંના બે કે ત્રણને વાગ્યો.

દરેકે ધાર્યું કે બીજાએ તેને માર્યો હતો અને તેઓએ પોતાનામાં લડવા માંડયું. ત્યાં સુધી (તેઓ લડયા) કે તેઓએ એક

બીજાને મારી નાંખ્યા. દરમીયાન જેસન જેઓ હજુ ઉગતા હતા તેમનાં માથાં કાપી નાંખતો ખેતર ફરતો દોડી વળ્યો.

આ પ્રમાણે બધા હથીઆરબંધ માણસો મરાયા અને જેસને સોનેરી ઉનની માંગણી કરી. તે કયાં હતું તે રાજાએ તેને કહ્યું અને જેસન તે લેવા માટે ઉપડયો. એકવાર ફરીને મીડીઆએ તેને મદદ કરી! તેણે તેને સંખ્યાબંધ મધની પુરીઓ આપી. ( જે= ) તે પુરીઓ તેમને જે કોઇ ખાય તેમને ઉંઘમાં નાંખે.

જેસને આ પુરીઓ સાપ ( =ડ્રેગન ) તરફ ફેંકી. તેણે તે અકરાંતીઆની પેઠે ખાધી અને એકદમ તેને ઉંઘનું ઘેરણ આવવા લાગ્યું. જ્યારે ડ્રેગન ઉંઘતો હતો ત્યારે જેસને જે ખીલાથી ઉનને જડયું હતું તે ખેંચી કાઢયા અને તેને પોતાના ઝભ્ભા નીચે સંતાડયું.

સોનેરી ઉન મેળવાયું અને જેસન મીડીઆને પોતાની સાથે લઇને આરગો ઉપર ગયો અને ગ્રીસ તરફ હંકાર્યું. ઘણાં સાહસો પછી તે ત્યાં સહીસલામત પહોંચ્યો અને રાજા થયો. તે પોતાની બાજુમાં પોતાની રાણી તરીકે મીડીઆ સાથે પોતાના પિતાની રાજગાદી ઉપર બેઠો.

*Summary*—The brazen bulls breathed out flames which burned all who came near them. So Medea, the king's daughter was very sorry for Jason and gave him an ointment. This ointment would prevent him from being burnt by the flames breathed out by the bulls. Jason rubbed it on his body and armour. Then he went to the stable of the bulls, unchained them and dragged them out. He held the noses of the bulls to the earth. So one of his friends could put the yoke over their necks. He forced them to plough the field. Then he sowed dragon's teeth and laydown to sleep.

Towards sunset he awoke. He saw armed men growing out from the earth. Jason could not understand how to fight with so many enemies. Medea asked him to throw a stone in the midst of the armed men. This he did. The stone struck two or three of those who had wholly come out of the earth. Each thought the other had struck him. So they began to fight among themselves and kill each other. In the meantime Jason cut off the heads of those who were growing. Thus all armed men were killed.

Then Jason went to take the Golden Fleece. Medea gave him honey-cakes. Jason threw these cakes at the dragon, who ate them. They made the dragon sleep. When the dragon slept, Jason took away the Golden Fleece. Then Jason went to greece with Medea. There he became king and Medea became his queen.

---

## Lesson 10.

Spring month=વસંત ઋતુનો મહિનો.

Living, adj. (લિવિંગ)=જીવતા. Having life.

Creatures, n. (ક્રીચર્સ)=પ્રાણીઓ. Animals, Beings.

Following, adj. (ફૉલોઇંગ)=નીચેનું. Under-mentioned.

Poem, n. (પોયમ)=કાવ્ય. Lines of poetry.

## Lines Written in March=
## માર્ચ મહિનામાં લખેલી લીટીઓ.

Cock, n. (કૉક)=કુકડો. (Fem. Hen). [ a sound.
Is crowing, v. i. (ઇઝ ક્રોઇંગ)=કુકડે કુક કરે છે. Is making
Is flowing, v. i. (ઇઝ ફ્લોઇંગ)=વહે છે. Is running.
To twitter, v. i. (ટુ ટ્વીટર)=ચીં ચીં કરવું. To make low
Lake, n. (લેઇક)=તળાવ. Doth=Does. [ sounds.
To glitter, v. i. (ટુ ગ્લીટર)=ચળકવું. પ્રકાશવું. To shine.
Sleeps, v. i. (સ્લીપ્સ)=ઉંઘે છે, શાંત છે. Is quite.
Are at work=Are working=કામ કરે છે.
Cattle, n. (કૅટલ)=ઢોર. [ grass.
Are grazing, v. i. ( આર ગ્રેઇઝીંગ )=ચરે છે. Are eating
Raising, (રેઇઝીંગ) ઉંચાં કરતાં.
Their heads never raising=They are not even looking up=તેઓ ઉંચું માથું કદી કરતાં નથી. ( =તેઓ ચરવામાં એટલાં બધાં મશગુલ છે કે ઉંચું જોતાં નથી).
There are forty feeding like one=તેઓ ચાલીસ ઢોર ચરે છે પણ માથું ઉંચું કરતાં નથી તેથી જાણે એક જ ઢોર ચરતું હોય તેમ દેખાય છે=They are forty, but they appear to be one, because they are not raising their heads.
Feeding, pre. p. (ફીડીંગ)=ખાતાં. Eating.
Army, n. (આર્મી)=લશ્કર. Force. Defeated, p. p. (ડીફીટેડ)=હારેલું. Vanquished. [રહ્યો છે. has gone away.
Hath retreated, v. i. ( હૅથ રીટ્રીટેડ )=પાછો ફર્યો છે. જતો
Like......retreated,=The snow has gone away like an army which runs away when defeated.
Fare ill, (ફૅર ઇલ)=ખરાબ દશામાં છે. Is in a bad condition.

Bare, adj. (બૅર)=ઉજડ. Treeless. [ ploughs.
Ploughboy, n. (પ્લાઉબૉય)=હળ ફેરવનાર છોકરો. A boy who
Is whooping, v. i. (ઇઝ હુપીંગ)=બૂમ પાડી બોલે છે. Is crying out loudly.
Anon, adv. (ઍનોન)=જલદી, તરતજ. Immediately, soon.
Mountains, n. (માઉન્ટન્સ)=પર્વતો.
Life, n. (લાઇફ)=જીવ, ચેતન. Activity.
Fountains, n. (ફાઉન્ટન્સ)=ઝરા. Streams.
There is......fountains=The streams are active.
Are sailing, v. i. (આર સેઇલીંગ)=હંકારે છે. Are moving.
Prevailing, pre. p. (પ્રીવેઇલીંગ)=ફેલાતાં. Spreading.

કુકડો કુકરે કુક કરે છે. ઝરો વહે છે. નાનાં પક્ષીઓ ચીંચીં કરે છે. તળાવ પ્રકાશે છે. લીલું ખેતર સૂર્યના તડકામાં ઉંઘે છે ( ઉંઘતા માણસની પેઠે ખેતરમાંના લીલા છોડ નમી ગયા છે. )

સૌથી ઘરડાં અને સૌથી જુવાન (માણસો) જોરાવર સાથે કામ કરે છે. ઢોર ચરે છે. તેમનાં માથાં કદી ઉંચાં થતાં નથી. ચાળીસ ઢોર એક જ હોય તેમ ચરે છે.

હારેલા લશ્કરની માફક બરફ જતો રહ્યો છે અને હવે ઉજડ ટેકરી ઉપર ખરાબ દશામાં છે ( રહ્યો છે ). હળ ફેરવનાર છોકરો બૂમ પાડે છે—જલદી—જલદી. પર્વતો ઉપર આનંદ છે. ઝરાઓમાં ચેતન છે. નાનાં વાદળાં ચાલે છે. આસમાની આકાશ પથરાયું છે. વરસાદ ખલાસ થયો છે અને જતો રહ્યો છે.

---

## Lesson 11.

Besides, prep. (બીસાઇડ્સ)=ઉપરાંત. In addition to.
Stokers, n. (સ્ટોકર્સ)=આગવાળા. Firemen.

The whole of=આખું. [ ઉંચે ચઢયું.
The river rose higher and higher=નદીનું પાણી ઉંચે ને
Mostly, adv. (મોસ્ટલી)=ઘણું કરીને. Generally. [ sleepy.
Get drowsy, (ગૅટ ડ્રાઉઝી)=ઉંઘથી ઘેરાએલા બને છે. Become
Weather, n. (વેધર)=ઋતુ. હવા. Climate.

**The Work of Water=પાણીનું કામ.**

Useful, adj. (યુઝફુલ)=ઉપયોગી. Serviceable. [ Trench.
Crops, n. (ક્રૅાપ્સ)=પાક. Harvest. Ditch, n. (ડીચ)=ખાઈ.
Roadside, n. (રોડસાઈડ)=રસ્તાની બાજુ. Side of the road.
Muddy, adj. (મડી)=કાદવવાળું. Filthy, Full of mud.
But that is not all=But that is not the only thing
Common, adj. (કૅામન)=સાધારણ. Ordinary. [ you see.
Mud, n. (મડ)=કાદવ. Mire.
Particles, n. (પાર્ટીકલ્સ)=રજકણ. Minute parts. [ખડક.
Soil, n. (સૅાઈલ)=જમીન. મટોડી. Earth. Rock, n. (રૅાક)=
The rain......for the farmer=ખેડૂત માટે ખડકમાંથી મટૅાડી બનાવવામાં વરસાદ મદદ કરે છે.=Rain is helpful in turning rock into soil for the peasant.
Steals away, v. i. (સ્ટીલ્સ અવે)=લઈ જાય છે. Takes away.
Washes away, v. t. (વૅાશીઝ અવે)=ધોઈ નાખે છે. Carries
Bare, adj. (બેર)=ઉઘાડો. Without soil. [ away.
Next, adv. (નેકસ્ટ)=પછી. Then.
To sink, v. i. (ટુ સીન્ક)=ડૂબવું. નીચે જવું. To go down.
Bottom, n. (બૅાટમ)=તળીયું. The lowest part.
Runs, v. i. (રન્સ)=વહે છે. Flows.
As it would=In the same way as it would sink.
Vessel n. (વેસલ)=વાસણ. Pot.

Still, adj. (સ્ટીલ)=શાંત. સ્થિર. Quite, Motionless.
To remain, v. i. (ટુ રીમેઈન)=રહેવું. To stay.
Heavy, adj. (હેવી)=ભારે, પુષ્કળ. Abundant.
Rapidly, adv. (રૅપીડલી)=જોરથી. Quickly. [ out.
To sweep out, v. t. (ટુ સ્વીપ આઉટ)=ધોઈ કાઢવું. To wash
Channel, n. (ચૅનલ)=ખાડી. Canal.
Sweep out its muddy channel=તેની કાદવવાળી ખાડી ધોઈ નાંખશે=Will carry away the mud from its channel.
To settle, v. i. (ટુ સેટલ)=ઠરી જવું. To rest.
Irrigation, n. ( ઈરીગેશન ) = નહેર મારફતે પાણી પુરૂં પાડવું તે. The process of carrying water to lands through canals.
Canals, n. (કૅનાલ્સ)=નહેરો. Artificial water-courses.
Tanks, n. (ટૅન્કસ)=તળાવો. Ponds.
Is spread over, (ઇઝ સ્પ્રેડઓવર)=ફેલાઇ જાય છે.
Fertile, adj. (ફરટાઇલ)=ફળદ્રુપ. Fruitful.
In time=વખત જતાં=In course of time.
Valleys, n. (વૅલીઝ)=ખીણો. Vales.
It is running......valleys=વહેતા પાણીને લીધે ખીણો બને છે= Valleys are formed by the flowing of water.
Are scooped out, v. i. (આર સ્કુપ્ડ આઉટ)=ખણાય છે. Are
Straight, adj. (સ્ટ્રેઇટ)=સીધા. Not crooked. [ dug out.
Have fallen in here and there=કોઇ કોઈ ઠેકાણે પડી ગએલી છે.=Have come off in some places.
Is getting, v. i. (ઇઝ ગેટીંગ)=થાય છે. Is becoming.
Wider, adj. (વાઇડર)=વધારે પહોળી. Broader.
Crooked, adj. (ક્રુકેડ)=વાંકીચુંકી. Not straight.

Broad, adj. (બ્રૉડ)=પહોળો. Wide.
Remain, v. i. (રીમેન)=રહે છે. Are left.
Wearing away=ઘસડાઇ જવું તે=Washing away.
Strange, adj. (સ્ટ્રેન્જ)=વિચિત્ર. Wonderful.
Mouth, n. ( માઉથ ) = મુખ. The place where a river meets the sea.
Far out=ઘણે દૂર=At the great distance.
By-and-by=રફતે રફતે=By degrees.
Layer, n.=(લેયર)=પડ. Cover.
To pass, v. i. (ટુ પાસ)=પસાર થવું. To elapse.
Are laid=Are put=નંખાય છે.
Weight, n. (વેઇટ)=ભાર. Burden. Mass, n. (માસ)=ઢગ. Heap.
At last=છેવટે=In the end.
In changed into=Is turned into=ના રૂપમાં ફેરવાઇ જાય છે.
Busy, adj. (બીઝી)=રોકાએલી. Engaged in.
May be ... ... above the water=પાણીની ઉપર ઉંચું આવે= May rise up above the surface of the water.
Shoal, n. (શોલ)=રેતાળ ટેકરો, ભાઠું, Sandy bank.
Sandbank, n. (સૅન્ડ બૅન્ક)=રેતનો ટેકરો. Sandy bank.
Bar, n. (બાર)=નદીના મુખ આગળનો રેતાળ ટેકરો, ભાઠું. Sand bank.
To let ships pass=To allow ships to pass.
Island, n. (આઇલૅન્ડ)=ટાપુ. A plot of land surrounded by water on all sides.
Forms, v. t. (ફૉર્મ્સ)=બનાવે છે. Makes.
Is blocked up=પુરાઈ જાય છે. બંધ થઇ જાય છે=Is choked up.
Divides, v. i. (ડીવાઇડસ)=વહેંચાઈ જાય છે. Is divided.
Branches, n. (બ્રૅન્ચીઝ)=શાખાઓ. Tributaries.

Builds up, (બીલ્ડઝ અપ)=બાંધે છે. Forms.
Tract, n. (ટ્રૅક્ટ)=પ્રદેશ. Region. A piece of land.
Marshy, adj. (માર્શી)=ભેજવાળી. Damp.
Delta, n. (ડેલ્ટા)=નદીના મુખ આગળની જમીન. Land formed at the mouth of a river.
Nile, n. (નાઇલ)=નાઇલ નદી. A river in Africa.
Ganges, n. (ગેન્જીસ)=ગંગા નદી.
Kestna, n. (કીસ્ના)= કૃષ્ણા નદી.
Mud-formed, adj. (મડ-ફૉર્મ્ડ)=કાદવની બનેલી. Formed of mud.
Lower Bengal, (લોઅર બૅન્ગાલ)=દક્ષિણ બંગાળા.
Burma, n. (બર્મા)=બ્રહ્મદેશ.
Rice-growing districts, (રાઇસ ગ્રોઇંગ ડીસ્ટ્રીક્ટસ)=જે પ્રાંતોમાં ડાંગર થાય છે તે પ્રાંતો. Destricts, in which rice grow.

ખેડૂતોને પોતાના પાક માટે પણી આપવામાં વરસાદ કેવો ઉપયોગી છે તે આપણે જાણીએ છીએ, પણ તે આ ઉપરાંત બીજી ઘણી ચીજો કરે છે. ચાલો આપણે બહાર જઇએ અને આ ચીજોમાંની કેટલીક કયી છે તે શોધી કાઢવાનો પ્રયત્ન કરીએ.

રસ્તાની બાજુની આ નાની ખાઇ તરફ જુઓ. તમે ત્યાં શું જુઓ છો? પાણીનું વહેણ. પણ એટલું જ નથી. તે કાદવવાળું પાણી છે.

તમે કહો છો કે કાદવવાળું પાણી ઘણું સામાન્ય છે. હા, તે સામાન્ય–એટલું સામાન્ય છે કે જે મોટું કામ તે કરે છે તેનો આપણે વિચાર કરતા નથી.

કાદવ ક્યાંથી આવે છે? ખાઇની બાજુઓમાંથી, રસ્તામાંથી, ખેતરોમાંથી–જેના ઉપર વરસાદ પડે છે તે બધી જમીનમાંથી.

આ કાદવ શેનો બનેલો છે? તે મટોડીનાં રજકણનો બનેલો છે. મટોડી ઘણુંખરૂં ખડકનાં રજકણોની બનેલી છે. ખેડૂતને માટે

ખડકની મટોડી બનાવવામાં વરસાદ મદદ કરે છે અને હવે આપણે જોઇએ છીએ કે તે તેની પાસેથી મટોડી ખેંચી પણ જાય છે. કેટલીક વખત તે બધી મટોડી ખેંચી જાય છે અને ખડકને ઉઘાડો (માટી વગરનો) રાખે છે.

કાદવ ક્યાંથી આવે છે તે હવે આપણે જાણીએ છીએ. તે ક્યાં જાય છે તે હવે આપણે શોધી કાઢવું જોઇએ. તમે જુઓ કે તે બધો ટેકરી નીચે જાય છે. આ ખાઇમાંનું પાણી તેને કોઈક નદીમાં લઈ જશે અને નદી તેને દરીઆમાં લઇ જશે.

પહેલાં કાદવ નદીને તળીએ બેસી જશે. જો નદી ધીમેથી વહેતી હશે તો કાદવ સ્થિર પાણીવાળા વાસણમાં જેમ નીચે બેસી જાય છે તેમ નીચે બેસી જશે.

પણ તે હંમેશાં ત્યાં રહેશે નહિ. જ્યારે પુષ્કળ વરસાદ આવશે ત્યારે નદી પાણીથી ભરાઇ જશે અને ઘણી ઝડપથી વહેશે અને પોતાની કાદવવાળી ખાડીને સાફ કરી નાંખશે. ત્યારે આ કાદવ દરીઆમાં લઇ જવાશે અને અને તેના તળીએ જામશે.

હિંદુસ્તાનમાં નદીઓનું ઘણું પાણી દરીઆમાં જતું નથી. તેને નહેરો મારફતે પાણી પુરૂં પાડવાની રીતથી ખેતરોમાં લઇ જવામાં આવે છે અને ડાંગર તથા બીજા પાક ઉગાડવામાં વાપરવામાં આવે છે. કેટલીક વખત નદીઓ કે નહેરોમાંથી તળાવો ભરવામાં આવે છે. નદીઓથી લવાએલો કાદવ ખેતરો ઉપર પથરાઇ જાય છે કે તળાવોનાં તળીએ ઠરે છે. તે ખેતરોને ફળદ્રુપ બનાવે છે પણ વખત જતાં તળાવોને પુરી નાખે છે.

તમે જાણો છો કે ઝરા અને નદીઓ હંમેશાં ખીણોમાં માલમ પડે છે. વહેતા પાણીથી ખીણો બને છે. તેઓ તેમનામાં થઇને વહેતી નદીઓ અને નાના ઝરાઓથી ધીમે ધીમે ખોદાય છે.

આ ખાઇ તરફ ફરીને જુઓ. જ્યારે ખાઈ ખોદવામાં આવી ત્યારે તે તદન સીધી હતી; પણ હવે બાજુઓ કોઇ કોઇ ઠેકાણે પડી ગઇ છે

અને ખાઇ વધારે પહોળી થતી જાય છે. વહેતું પાણી તેને, તમારા નકશાઓમાં તમે જુઓ છો તે નદીઓ જેવી, વાંકીચુકી જલદી બનાવશે.

પોતાનામાં જે વહે છે તે નાની નદીઓ સહીતની નદી જ્યાં જમીન પોચી હોય છે ત્યાં પહોળી ખીણુ ખોદી કાઢે છે. પછી ખડકો અને જમીનના વધારે કઠણુ ભાગો ટેકરીઓ તરીકે રહે છે.

આપણી ટેકરીઓમાંની ઘણીખરી આ રીતે–તેમની પાસેની વધારે પોચી જમીનના ઘસાઇ જવાથી બનેલી છે. વહેતા પાણીથી ટેકરીઓ બને છે એ ઘણું અજાયબ પમાડે તેવું નથી લાગતું ?

આપણી ખાઇમાં કાદવ કયાંથી આવે છે અને તે કયાં જાય છે તે આપણે જોયું છે. તેનું શું થાય છે તે હવે આપણે શોધી કાઢવું જોઇએ.

ભારે વરસાદ પછી નદીના મુખની આસપાસ દરીઓ કિનારાથી ઘણે દૂર કાદવવાળો હોય છે. ધીમે ધીમે કાદવ તળીએ જાય છે અને ત્યાં ઘણા પાતળા પડમાં પથરાય છે.

વર્ષો જતાં રેતી અને કાદવનાં નવાં પડો નીચે બેસે છે. આના અને તેમની ઉપરના પાણીના વજનને લીધે આખો ઢગલો મજબુત અને સખત બને છે અને આખરે ખડકમાં ફેરવાઈ જાય છે.

આ રીતે કાદવવાળા પાણીનો આપણો ઝરો જુના ખડકોને ભાંગી નાંખવામાં અને નવા બનાવવાને તેમને દરીઆમાં લઇ જવામાં રોકાએલો છે. કોઇક દીવસ દરીઆનું તળીયું પાણી ઉપર ઉંચું આવે છે અને પછી આ નવો ખડક કોરી જમીન બનાવે છે ( નવા ખડકની કોરી જમીન બને છે. )

નદીથી ઘસડાઇ ગએલો કાદવ ઘણી વખત નદીના મુખ આગળ રેતાળ ટેકરો અથવા ભાઠું બનાવે છે. આ ભાઠું કહેવાય છે. કેટલીક વખત વહાણોને નદીઓમાં પસાર થવા માટે ભાઠામાં ખાડી કાપી કાઢવામાં આવે છે.

કેટલીક નદીઓમાં રેતી તથા કાદવનું આ ભાઠું ટાપુ બને ત્યાં સુધી વધે છે. પછી નદીને બે મુખ થાય છે, ટાપુની દરેક બાજુએ એક.

આસ્તે આસ્તે આ મુખમાંનું દરેક તેવી જ રીતે ટાપુઓથી બંધ થઇ જાય છે અને નદી નવી શાખાઓ અને મુખમાં વહેંચાઇ જાય છે ( અને નદીની નવી શાખાઓ અને મુખ બને છે ). આ કાદવ અસંખ્ય ટાપુઓ બાંધે છે જે ( ટાપુઓ ) નીચી ભેજવાળી જમીનનો પ્રદેશ બને છે.

આ પ્રમાણે બનેલી જમીનનો કકડો ડેલ્ટા (નદીના મુખ આગળ બનેલી જમીન) કહેવાય છે. તે નામ પ્રથમ નાઇલ નદીના મુખ આગળની નીચી, સપાટ જમીનને આપવામાં આવ્યું હતું.

હિંદુસ્તાનમાં ઘણી નદીઓને ડેલ્ટા હોય છે. તેઓમાં ગંગા, બ્રહ્મપુત્રા, ઇરાવદી, ગોદાવરી અને કૃષ્ણા છે. કાદવની બનેલી ડેલ્ટાની આ જમીન ઘણી ફળદ્રુપ છે. તેથી નીચલો ( દક્ષિણ ) બંગાળા, મદ્રાસમાં ગોદાવરી અને કૃષ્ણા અને નીચલો ( દક્ષિણ ) બ્રહ્મદેશ એ હિંદના ચોખા ઉત્પન્ન કરનારા મોટા પ્રદેશોમાંના છે.

# Lesson 12.

Unhappy, adj. (અનહૅપી)=દુઃખી. Not happy, Miserable.
Since, conj. (સીન્સ)=કેમકે, કારણકે. As.
Seeing, (સીઇંગ)=જોવું તે.
Poem, n. (પોયમ)=કાવ્ય. Lines of poetry.

**The Blind Boy=આંધળો છોકરો.**

Called, (કૉલ્ડ)=કહેવાતી. Termed. Light, n. (લાઇટ)=તેજ.
Ne'er=Never. [ To have.
To enjoy, v. t. ( ટુ એન્જોય )=ઉપભોગ કરવો, ભોગવવું.
Blessings, n. (બ્લેસિંગ્સ)=આનંદ. સુખ. Happiness.
Sight, n. (સાઇટ)=જોવાની શક્તિ. Power of seeing.
Wondrous, adj. (વન્ડ્રસ)=અજાયબ જેવી. Wonderful.
Things you see=Things which you see.

Bright, adv. (બ્રાઇટ)=પ્રકાશીત રીતે. Brightly.
I feel him warm=I feel its heat.
But how......or night=I do not know how the sun makes day or night=પણ સૂર્ય દિવસ કે રાત કેવી રીતે બનાવે છે તે હું જાણતો નથી.
My day or ...play=જ્યારે હું ઉંઘુ છું છે ત્યારે મારી રાત અને જ્યારે હું રમું છે ત્યારે મારો દિવસ હું મારી જાતે બનાવું છું.= When I sleep it is my night and when I play it is my day.
Ever, adv. (એવર)=હંમેશાં. Always.
Keep, awake=જાગતો રહું.=Do not sleep.
'Twere=It were=It would be.
Sighs, n. (સાઇઝ)=નિસાસા. [ sorrow.
To mourn, v. t. ( ટુ મોર્ન )=દિલગીર થવું. To express
Hapless, adj. (હૅપલેસ)=કમનસીબ. Unlucky.
Woe, n. (વો)=દુઃખ. Misery. Sure=ખાત્રીથી=Certainly.
Patience, n. (પેશન્સ)=ધીરજ. Courage.
To bear, v. t. (ટુ બેર)=સહન કરવું. To endure.
A loss I never can know=જેની મને ખબર ન પડે તેવી ખોટ=A loss which I can never feel.
To destroy, v. t. (ટુ ડીસ્ટ્રૅાય)=નાશ કરવો. To kill.
Let not destroy=Do not allow to kill.
What I cannot have=That which I am not to get.
Cheer, n. (ચીઅર)=આનંદ. Joy.
While, conj. (વ્હાઇલ)=જયારે. When.
Thus, adv. (ધસ)=આ પ્રમાણે. In this way. [ that.
Although, conj. (ઑાલધો)=જો કે. In spite of the fact

નોંધ—કવિતા બરાબર સમજાય તે માટે અગત્યની લીટીઓનું ગદ્યરૂપ (Prose order) આ નીચે આપવામાં આવ્યું છેઃ—

પેરો ત્રીજો—I myself make my day or night whenever I play or sleep. And (if) I could ever keep awake, it were (would be) always day with me.

પેરો ચોથો—I often hear you mourn my hapless woe with many sighs. But I can sure (surely) bear with patience a loss (which) I can never know.

પેરો પાંચમો—Then let not what I cannot have destroy my cheer of mind.

અરે ! પ્રકાશ કહેવાતી વસ્તુ જે હું કદી ભોગવવાનો નથી તે શું છે તે કહો. અરે ! જોવાની શક્તિનું શું સુખ છે તે તમારા ગરીબ આંધળા છોકરાને કહો.

તમે જુઓ છો તે અજાયબ ચીજોની તમે વાત કરો છો. તમે કહો છો કે સૂર્ય ચકચકીત પ્રકાશે છે. મને તે ગરમ લાગે છે પણ તે દિવસ કે રાત કેવી રીતે બનાવી શકે છે ?

હું જ્યારે રમું છું ત્યારે મારો દિવસ અને હું જ્યારે ઉંઘું છું ત્યારે મારી રાત હું મારી જાતે બનાવું છું. અને જો હું હંમેશાં જાગતો રહી શકું તો મારે હંમેશાં દિવસ રહે.

મારા કમનશીબ દુઃખ માટે ઘણા નિસાસા સાથે દિલગીરી દર્શાવતા હું તમને ઘણીવાર સાંભળું છું. પણ જે ખોટ હું કદી જાણી શકવાનો નથી તે હું જરૂર ધીરજથી સહન કરી શકું છું.

તો પછી જે મને મળવાનું નથી તેને મારા મનના આનંદનો ભંગ ન કરવા દો. જો કે હું એક ગરીબ આંધળો છોકરો છું તો પણ જ્યારે હું આ પ્રમાણે ગાઉં છું ત્યારે હું રાજા છું. (હું મારા મનથી રાજા જેવો છું).

---

# Lesson 13.

Of his own=પોતાની. In the end=છેવટે=At last.
Found their way=ગયા=Went. In the same way=તે જ રીતે.
Enough, adj. (ઇનફ)=પુરતો. Sufficient.
Crops fail=પાક નિષ્ફળ જાય છે=Crops do not grow.
Famine, n. (ફૅમીન)=દુકાળ. Scarcity of food.
Partly, adv. (પાર્ટલી)=કંઇક અંશે, થોડી ઘણી. Somewhat.
Passengers, n. (પૅસેન્જર્સ)=ઉતારૂઓ. Those who travel by railway.

## A River=નદી.

Valleys, n. (વૅલીઝ)=ખીણો.
Main, adj. (મેઇન)=મુખ્ય. Principal, Chief.
That join it=જે તેને મળે છે=Which meet it.
Basin, n. (બૅસીન)=નદીનું તળીયું. Tract of country drained over by a river.
Southern, adj. (સધર્ન)=દક્ષિણના.
Coast, n. (કોસ્ટ)=કિનારો. Country near the sea.
Ridge, n. (રીજ)=હાર. Line.
Western ghats, ( વેસ્ટર્ન ઘાટસ )=પશ્ચિમ ઘાટ.
Ocean, n. ( ઓશન )=મહાસાગર.
Finds its way to=વહે છે=Goes to, Flows into.
Bay of Bengal, ( બે ઓફ બેન્ગાલ )=બંગાળાનો ઉપસાગર.
Watershed, n. (વૉટરશેડ)=પાણીને છૂટું પાડનાર ટેકરી. A hill which separates water.
Water-parting, n. (વૉટર પાર્ટીંગ)=પાણીને જુદું પાડનાર. That which divides water.
Sheds, v. t. (શેડઝ)=જુદુ પાડે છે. Divides.
Part, n. (પાર્ટ)=ભાગ. Some portion.

Begins, n. (બીગીન્સ)=શરૂ થાય છે. નીકળે છે. Starts.

Source, n. (સોર્સ)=મૂળ. The place from which a river springs.

Beginning, n. (બીગીનીંગ)=શરૂઆત. Commencement.

Tributaries, n. (ટ્રીબ્યુટરીઝ)=શાખાઓ. Smaller rivers which meet the main river.

Tribute, n. (ટ્રીબ્યુટ)=ખંડણી. Gift.

Direction, n. (ડીરેક્શન)=દિશા, બાજુ. Side.

Down the river=નદી જે તરફ વહેતી હોય તે બાજુ.

Bed, n. (બેડ)=પટ. Channel of a river.

Pours, v. t. (પોર્સ)=રેડે છે. Sheds. [ the sea.

Mouth, n. (માઉથ)=મુખ. Place where a river meets

Hardly, adv. (હાર્ડલી)=ભાગ્યેજ. Scarcely.

Ends, v. i. (એન્ડઝ)=પુરી થાય છે. Comes to an end.

Estuary, n. (એસ્ટયુઅરી)=નદીનું પહોળું મુખ. Firth.

Flat, adj. (ફ્લૅટ) = સપાટ.

Tide, n. (ટાઇડ)=ભરતી. Rising of water.

Tide flows up to channel=ભરતીનાં પાણી નદીના ભાગમાં જાય છે=The water of the sea flows into the river.

High water=ભરતી=Tide.

Hoogley, n. (હુગલી)=હુગલી. A river near Calcutta.

Thames, n. (ટેમ્સ)=ટેમ્સ નદી. A river in England.

Flowed past, (ફ્લોડ પાસ્ટ)=તેની પાસેથી વહી જાય. Flowed near him. Past, adv. (પાસ્ટ)=પાસેથી. By.

Dry shod, (ડ્રાઇ શૉડ)=જોડા ભીના થયા વગર. Without the shoes being wet.

Shod, p. p. (શૉડ)=જોડા પહેરેલા. With shoes on. ( To shoe, shod, shod. )

I dare say=હું કહેવાની હિંમત કરૂં છું.
Without the river running dry=નદી સુકાઈ ગયા વગર= Without the river becoming dry.
Dry weather=ઉનાળો=Summer.
Continue, v. t. (કન્ટીન્યુ)=જારી રાખે છે. Keep on.
By visiting, (બાય વીઝીટીંગ)=જોઇને. By seeing.
Marshy, adj. (માર્શી)=ભેજવાળી. Damp.
Sponge, n. (સ્પૅાન્જ)=વાદળી. A substance which sucks up water. Run off=Flow away.
Damp, adj. (ડૅમ્પ)=ભેજવાળી. Marshy.
Trickles, v. i. (ટ્રીકલ્સ)=ધીમે ધીમે પડે છે. Falls slowly.
Sinks down=નીચે જાય છે=Goes down.
Soil, n. (સૅાઇલ)=જમીન. Ground.
Bed of rock=ખડકનો પટ. Clay, n.(કલે)=માટી. Earth.
Happens, v. i. (હેપન્સ)=થાય છે. Becomes.
Pools, n. (પુલ્સ)=ખાબોચીયાં.
To stay, v. i. (ટુ સ્ટે)=રહેવું. To remain.
Hillside, n. (હીલસાઇડ)=ટેકરીની બાજુ. Side of a hill.
Bubbling, pre. p. (બબલીંગ)=પરપોટા થઇને. Running in bubbles.
Spring, n. (સ્પ્રીંગ)=ઝરો. Brook.
Take then rise=ઉત્પન્ન થાય છે=Rise.
Are fed=ને ખોરાક (પાણી) પુરો પાડવામાં આવે છે=Are supplied with water. Get Water.
Easily, adv. (ઇઝીલી)=સહેલાઇથી. In an easy way.
Lakes, n. (લેઇક્સ)=સરોવરો.
Rainy, weather=ચોમાસું=Monsoon.
Rainy, adj. (રેઇની)=વરસાદના. Of rain.

Runs dry=Becomes dry.
Different, adj. (ડીફ્રન્ટ)=જુદી જુદી. Various.
Marshes, n. (માર્શીઝ)=ભેજવાળી જગ્યાઓ. Damp places.

આપણે જોયું છે તે મુજબ નદીઓ ખીણોમાં થઇને વહે છે. મુખ્ય નદી અને જે નાની નદીઓ તેને મળે છે તે દરેકને પોતાની ખીણ હોય છે. આ બધી ખીણોનો નદીના તળાયાનો પ્રદેશ બને છે.

હવે બીજા પાના ઉપરના દક્ષિણ હિંદના નકશા તરફ જુઓ. પશ્ચિમ કાંઠા પાસે તમે પશ્ચિમ ઘાટની હાર જુઓ છો. આ ( પર્વતની ) હારની એક બાજુએ જે વરસાદ પડે છે તે હિંદી મહાસાગરમાં જાય છે, (અને) બીજી બાજુએ જે પડે છે તે બંગાળાના ઉપસાગરમાં જાય છે.

આવી હારને આપણે પાણીને જુદું પાડનાર કહીએ છીએ. કેમકે તે પોતાના ઉપર જે પાણી પડે છે તેને જુદું પાડે છે અથવા વહેંચી નાખે છે. જેવી રીતે જે વરસાદ ઘરના છાપરા ઉપર પડે છે તેનો એક ભાગ એક બાજુએ અને બીજો ભાગ બીજી બાજુએ જાય છે તેવી જ રીતે કેટલોક ભાગ એક બાજુએ અને કેટલોક બીજી બાજુએ જાય છે.

જ્યાં નદી શરૂ થાય છે તે જગ્યાને તેનું મૂળ કહેવામાં આવે છે. આનો અર્થ એ નથી કે તેનું બધું પાણી તે એક જગ્યાએથી આવે છે. તળાયાના પ્રદેશમાંની લાંબામાં લાંબી નદીની, જેને આપણે મુખ્ય નદી કહીએ છીએ તેની મૂળ તો ફક્ત શરૂઆત છે. જ્યારે મુખ્ય નદી હજી એટલી નાની હોય છે કે તમે તેના ઉપરથી કુદકો મારી શકો, ત્યારે બીજી નાની તેમાં વહેતી હોય છે અને તે દરેકને પોતાનું મૂળ હોય છે.

નાની નદીઓ જે મુખ્ય નદીમાં વહે છે તે તેની શાખાઓ કહેવાય છે. કેમકે તેઓ તેમાં પોતાની પાણીની ખંડણી અથવા ભેટ લાવે છે.

નદીની બંને બાજુની જમીન તેના કિનારા કહેવાય છે. જો તમે

જે દિશામાં નદી વહે છે તે દિશામાં અથવા નદીના મુખ તરફ ચાલતા હો તો તમારા જમણા હાથ તરફની જમીન જમણો કિનારો અને ડાબા હાથ તરફની જમીન ડાબો કિનારો કહેવાય છે.

કિનારાની વચ્ચેનો ભાગ જ્યાં પાણી વહે છે તે નદીનો પટ અથવા તળીયું કહેવાય છે. જ્યાં નદી પોતાનું પાણી દરીઆમાં નાંખે છે તે જગ્યા તેનું મુખ કહેવાય છે.

કેટલીક વખત મુખ વિશાળ હોય છે અને નદી કયાં પુરી થાય છે અને દરીઓ ક્યાં શરૂ થાય છે તે આપણે ભાગ્યે જ કહી શકીએ. આવા નદીના મુખને અખાત કહેવામાં આવે છે.

જ્યાં નદીના મુખ પાસેની જમીન સપાટ હોય છે ત્યાં જેમ કલકત્તા પાસે હુગલીમાં અને લંડન પાસે ટેમ્સ નદીમાં ભરતી આવે છે તેમ કોઇ વખત ઘણા માઇલ સુધી ભરતીની વખતે ભરતીનાં પાણી નદીની ખાડીમાં ઘણા માઇલ સુધી વહે છે.

જ્યાં નદીની ખાડી મોટાં વહાણો માટે પુરતી ઉંડી હોતી નથી ત્યાં આ ઘણું ઉપયોગી છે. આપણી નદીઓમાંની ઘણી નદીઓમાં વહાણો ખાડીમાં જઈ શકે તે પહેલાં ભરતીને માટે વહાણોને ખોટી થવું પડે છે.

તમે કદી કોઈ એવા માણસ વિષે સાંભળ્યું છે કે જે જ્યાં સુધી નદીનાં પાણી તેની પાસેથી વહી જાય ત્યાં સુધી નદીને કિનારે બેસી રહ્યો હોય કે જેથી તેના જોડા ભીના થયા વગર તે તેને પેલે પાર જઇ શકે? હું કહેવાની હિંમત કરૂં છું કે તમે તેને ઘણો મૂર્ખ ધાર્યો હોત.

પણ જો તેણે તમને પૂછ્યું હોત કે નદી સૂકાઈ ગયા વગર પાણી કલાક પછી કલાક અને દિવસ પછી દિવસ કેવી રીતે વહી જાય છે તો તમે તેને શું કહ્યું હોત? ઉનાળામાં પણ કેટલીક નદીઓ વહેવાનું ચાલુ રાખે છે એમ કેમ?

ટેકરીઓમાં કોઇ નદીના મૂળની મુલાકાત લઇને ચાલો આપણે તે શોધી કાઢવાનો પ્રયત્ન કરીએ. કદાચ આપણને માલમ પડે છે કે

જમીન ઘણી ભીની. અને ભેજવાળી હોય છે. તે વાદળીની માફક પાણીથી ભરેલી હોય છે.

જ્યારે વરસાદ આવી જમીન ઉપર પડે છે, ત્યારે તે ત્યાં બધો એકદમ વહી જતો નથી. ઉનાળામાં પણ જમીન ભેજવાળી હોય છે અને તેમાં પાણી ઝરાઓમાં ધીમે ધીમે પડે છે.

જ્યારે વરસાદનું પાણી જમીનમાં નીચે ઉતરે છે ત્યારે કેટલોક વખત તે ખડક કે માટીના પડ ઉપર પહોંચે છે, કે જેમાંથી તે પસાર થઇ શકતું નથી. પછી શું થાય છે? તે આ પટના મથાળે નાનાં ઝરણ અને ખાબોચીઆમાં વહે છે.

પણ તે જમીનની નીચે રહેતું નથી. ટેકરીની બાજુની કોઇક જગ્યાએ તે પરપોટા વળતું બહાર આવે છે અને જેને આપણે ઝરો કહીએ છીએ તે બનાવે છે.

ઘણી નદીઓ ઝરાઓમાં ઉત્પન્ન થાય છે. ઝરાઓને જમીનની નીચેથી પાણી મળે છે તેથી તે સૂર્યના તાપમાં સહેલાઇથી સુકાઈ જતા નથી અને તેઓ શીઆળામાં અને ઉનાળામાં વહે છે. ગરમાગરમ ઋતુમાં પણ ઘણી વખત ઝરાનું પાણી ઘણું ઠંડું હોય છે.

ઘણી નદીઓને પોતાનાં મૂળ તળાવોમાં હોય છે. તળાવમાંનું પાણી કેટલુંક ઝરણ કે ઝરામાંથી અને કેટલુંક તેમાં જે વરસાદ પડે છે તેમાંથી આવે છે ( મળે છે ).

ચોમાસામાં તળાવ ભરેલું હોય છે અને ઉનાળા કરતાં ચોમાચાના મહિનામાં વધારે પાણી તેમાંથી વહી જાય છે, પણ તે કદી સુકાઇ જતું નથી.

આપણે જોઇએ છીએ તેમ નદીઓને જુદી જુદી જાતનાં મૂળ હોય છે-ભેજવાળી જમીનો, ઝરાઓ અને તળાવો. પણ તેમનું બધું પાણી વરસાદ કે બરફમાંથી આવે છે. દરેક નદીનું ખરૂં મૂળ આકાશમાં છે. આપણા બધા ઝરા અને તળાવો અને નદીઓને જે પાણી આપે છે તે વાદળાં છે.

---

# Lesson 14.

To herself=પોતાની જાતને. ( પોતાના મનમાં ).
To belong to, v. i. (ટુ બીલૅાગ ટુ)=નું હોવું. To be of.
Did come=આવી=Came.
To get in=દાખલ થવું=To enter. [ stopped.
On being stopped=જ્યારે અટકાવવામાં આવે છે=When
Wept, v. i. (વેપ્ટ)=રોયાં. Cried.
On hearing=સાંભળતાં=When they heard.

**The Silly Weaver Girl=મૂર્ખ વણકર છોકરી.**

Silly, adj. (સીલી)=મૂર્ખ. Foolish.
Weaver, n. (વીવર)=વણકર. One who weaves.
To weave, v. t. (ટુ વીવ)=વણવું.
Certain, adj. (સર્ટન)=અમુક. One.
Quarter, n. (ક્વૉર્ટર)=ભાગ. Locality, Part.
Was inhabited, v. t. (વૉઝ ઇનહૅબીટેડ)=વસાએલો હતો.
A certain......weavers=Only weavers lived in one locality of a village=ગામનો એક ભાગ ફક્ત વણકરોથી વસાએલો હતો (=ગામના એક ભાગમાં ફક્ત વણકરોની વસ્તી હતી).
To sweep, v. t. (ટુ સ્વીપ)=વાળવું. To clean.
To sweep નું ભૂતકાળનું રૂપ Swept અને ભૂતકૃદંતનું રૂપ પણ swept છે.
She said to herself=She thought in her mind.
Relations, n. (રીલેશન્સ)=સગાં. Relatives.
Belong to this village=આ ગામનાં છે=Are of this village.
Married, એ ( To marry (ટુ મૅરી)=પરણવું )નું ભૂતકાળ છે.
To settle, v. i. (ટુ સેટલ)=રહેવું, વસવું. To reside.

It would......too=It will be better if I marry and also reside in this village=આ ગામમાં હું પરણું અને વળી વસું તો સારૂં.
Together, adv. (ટુ ગૅધર)=ભેગાં. In company. [saying.
Continued, v. t. (કન્ટીન્યુડ)=બોલવાનું ચાલુ રાખ્યું. Kept on
Sickened, v. t. (સીકન્ડ)=માંદો પડયો. Became ill.
Aunts, n. (આન્ટસ)=કાકીઓ.
To bewail, v. t. (ટુ બીવેઇલ)=વિલાપ કરવો. To mourn for.
Laid, v. t. (લેઇડ)=મૂકી. Put. (To lay, laid, laid.)
Broom, n. (બ્રુમ)=સાવરણી. Brush for sweeping.
Distress, n. (ડીસ્ટ્રેસ)=દુ:ખ. Misery.
Bitterly, adj. (બીટરલી)=ઘણું. Much.
Most bitterly=very much.
Wit, n. (વીટ)=ડહાપણ. Wisdom, Sense,
What is the matter (વૉટ ઇઝ ધી મૅટર)=શું થયું છે. What has happened.
Wailing, ger. (વેઇલીંગ)=વિલાપ. Weeping.
Neighbour. n. (નેઇબર)=પાડોશી. One who lives near.
News, n. (ન્યુઝ)=સમાચાર. Information.
Have you had=મળ્યા છે=Have you got.
Answered, v. i. (ઍન્સર્ડ)=જવાબ આપ્યો. Replied.
Howling, adj. (હાઉલીંગ)=બુમો પાડતો. Crying.
At this point=આ વખતે=At this moment.
Headman, n. (હેડ મૅન)=મુખી. Chief man of the village.
Hubbub, n. (હબબ)=ગરબડાટ. ઘોંઘાટ. Noise.
Disturbance, n. (ડીસ્ટર્બન્સ)=ગરબડ. Noise and confusion.
To question, v. t. (ટુ ક્વેશ્ચન)=પૂછવું. To ask.

Could not help thinking=વિચાર કર્યા વગર રહી શકી નહિ= Could, not but think.

Thought, n. (થૉટ)=વિચાર. Idea.

Answer, n. (ઍન્સર)=જવાબ. Reply.

એક ગામડાના એક ભાગમાં ફક્ત વણકરો રહેતા હતા. એક દિવસ એક નાની વણકરની છોડી ઘર વાળતી હતી અને જ્યારે તે વાળતી હતી ત્યારે (વાળતે વાળતે) તેણી પોતાના મનમાં બોલી, "મારાં માબાપ અને મારાં બધાં સગાં આ ગામનાં છે. જો હું આ ગામમાં પરણું અને વળી અહીં વસું તો સારૂં, કેમકે તેથી કરીને અમે બધાં ભેગાં રહી શકીએ."

તેણે બોલવાનું ચાલુ રાખ્યું, "પણ જો હું અહીં પરણું, મારે છોકરો થાય અને જો મારો છોકરો માંદો પડે અને મરી જાય તો અરે! મારી કાકીઓ, મારી બેનો તથા મારી બહેનપણીઓ કેવાં આવે અને તેઓ બધાં કેવી રીતે તેને માટે રડે!" આમ વિચાર કરીને તેણે પોતાની સાવરણી દિવાલે મૂકી (ભીંતે ઉભી કરી) અને રડવાનું શરૂ કર્યું. તેની કાકીઓ અને તેની બહેનપણીઓ અંદર આવી અને તેને આવા દુ:ખમાં જોઈ તેઓ બધાં પણ રડવા લાગ્યાં.

પછી તેનો બાપ, તેના કાકા અને તેના ભાઇઓ આવ્યા અને તેઓ પણ ઘણું જ રડવા લાગ્યા. પણ તેમનામાંથી એકમાં પણ એમ કહેવાનું ડહાપણ ન હતું કે, "શું થયું છે? આ રડારોળ કોને માટે છે?"

આખરે જ્યારે ગરબડાટ અને રડવાનું કેટલોક વખત ચાલ્યું ત્યારે એક પાડોશીએ કહ્યું, "તમને શું માઠા સમાચાર મળ્યા છે? અહીં કોણ મરી ગયું છે?"

પોક મૂકતા કાકાઓમાંના એકે કહ્યું, "હું જાણતો નથી. આ બૈરાં જાણે છે. તેમનામાંથી એકને પૂછો."

આ વખતે મુખી તે જગ્યાએ આવ્યો અને બુમ મારી, "ભલાં માણસો! આ ગરબડાટ બંધ કરો અને શું થયું તે ચાલો આપણે

શોધી કાઢીએ. અને તેણે એક ઘરડી સ્રીને પૂછ્યું, "ગામમાં આ બધી ગરબડ શા માટે છે?"

તેણીએ જવાબ આપ્યો, "હું શી રીતે કહી શકું? હું જ્યારે અહીં આવી ત્યારે આ વણકરની છોડીને કશાક માટે મેં રડતી જોઈ."

પછી આ વણકર છોકરીને પૂછવામાં આવતાં તેણે કહ્યું, "હું એટલા માટે રડતી હતી કે મારાથી વિચાર કર્યા વગર રહી શકાયું નહિ કે જો હું આ ગામમાં પરણું અને છોકરો થાય અને મારો છોકરો માંદો પડે અને મરી જાય તો મારી કાકીઓ, મારી બહેનો અને મારી બહેનપણીઓ બધાં કેવાં મારી આજુબાજુ આવે અને અમે બધાં કેવાં તેને માટે રડીએ! આ વિચારથી મને રડવું આવ્યું."

આ જવાબ સાંભળીને મુખી અને બધા લોકો હસવા લાગ્યા.

*Summary*—Once a weaver girl, while sweeping the house, thought "All my relatives live in this village. If I marry and settle here, we all can live together. If I marry and get a son and if the son dies, oh! how all my relatives will come and weep for him!"

Thinking thus, she put aside her broom and began to cry. One after another all her relatives came and seeing her crying, they also began to cry. None asked the reason of crying. (Reason=કારણ). After some time a neighbour asked "Who is dead?" One of the uncles said "I don't know."

At last the headman came and asked them to stop crying. He asked an old woman "What is this weeping for?" She said "When I came, I found this girl weeping." When asked, the weaver girl told the reason of her weeping. On hearing it, all began to laugh.

---

# Lesson 15.

Not many people=થોડા જ લોકો=Very few persons.

You must make the best of your slate=તમારે તમારી સ્લેટનો બને તેટલો ઉપયોગ કરવો જોઇએ=You must use your slate as much as you can.

Ought to clean=સાફ કરવી જોઇએ.

Need not write=લખવાની જરૂર નથી=Have no necessity to write.

Really, adv. (રીઅલી)=ખરેખર. Truly.

## Cricket=ક્રિકેટ.

Exercise, n. (એક્સરસાઇઝ)=કસરત. Bodily exertion.

Necessary, adj. (નેસેસરી)=જરૂરની. Essential.

Several, adj. (સેવરલ)=ઘણી. Many.

Different, adj. (ડીફરન્ટ)=જુદી જુદી. Various.

Attend, v. t. (એટેન્ડ)=માં હાજર થાય છે. માં જાય છે. Go to.

Drill, n. (ડ્રીલ)=કવાયત. Military exercise.

Gymnastic, adj. (જીમનૅસ્ટિક)=કસરતને લગતા. કસરતના.

Gymnastic classes=Classes for exercise=કસરતના વર્ગો.

Take walks=ફરવા જાય છે.

Games, n. (ગેઇમ્સ)=રમતો. Sports.

Principal, adj. (પ્રીન્સીપલ)=મુખ્ય. Chief.

Football, n. (ફુટબૉલ)=એ નામની રમત છે.

Bats, n. (બૅટસ)=રમવાનાં બૅટ. Ball, n. (બૉલ)=દડો.

Stumps, n. (સ્ટમ્પ્સ)=સ્ટમ્પો. Pointed sticks.

Pairs, n. (પૅર્સ)=જોડ. Sets.

Bails, n. (બેઇલ્સ)=બેઇલ. Small pieces of wood placed on stumps.

Smooth, adj. (સ્મુધ)=લીસું. Polished.

Level, adj. (લેવલ)=સપાટ, સરખી. Even.

As...As possible=જેટલી બને તેટલી.

Usually, adv. (યુઝવલી)=ઘણુંખરૂં. Generally.

To choose, v. t. (ટુ ચુઝ)=પસંદ કરવું. To select.

Are obliged, v. t. (આર ઓબ્લાઇજ્ડ)=ફરજ પડે છે. Are compelled.

Whatever, adj. (વૉટએવર)=જે કોઇ. of any kind.

Play ground, n. (પ્લે ગ્રાઉન્ડ)=રમવાની જમીન. Ground for playing.

Middle, n. (મીડલ)=વચલો ભાગ, મધ્ય ભાગ. Central part.

Length, n. (લૅન્થ)=લંબાઇ. Yards, n. (યાર્ડ્ઝ)=વાર. યાર્ડ.

Must be measured, v. t. (મસ્ટ બી મેઝર્ડ)=માપવી જોઇએ.

Wicket, n. (વીકેટ)=વીકેટ. જેના તરફ બોલ ફેંકવામાં આવે છે તે ત્રણ સ્ટમ્પો.

Must be stuck up (મસ્ટ બી સ્ટક અપ)=ખોડવી જોઇએ. Must be pitched.

Consists of, v. i. (કન્સીસ્ટસ ઓફ)=ની બનેલી છે. Is made [ up of.

To rest, v. i. (ટુ રેસ્ટ)=પડયા રહેવું. To lie.

Just near enough......the top=સ્ટમ્પો એવી એક બીજાની પાસે ખોડવી જોઇએ કે તેના મથાળા ઉપર બેઇલ રહી શકે.=So near one another that bails can be placed on their top.

Straight lines, (સ્ટ્રેઇટ લાઇન્સ)=સીધી લીટીઓ.

Should be marked=દોરવી જોઇએ=Should be drawn.

Angle, n. (ઍંગલ)=ખૂણો.

Right angles, (રાઇટ ઍંગલ્સ)=કાટખૂણા.

In front of=ની આગળ.

Exact, adj. (ઍક્ઝેક્ટ)=ચોક્સ. બરાબર. Accurate.
Rather, adv. (રાધર)=કંઈક. Somewhat.
Creases, n. (ક્રીસીઝ)=ક્રીસ. Lines showing the limits for the batsman and the bowler.
Bowling=બોલ નાંખવા માટેની.
Players must be divided into sides=રમનારના પક્ષ પાડવા જોઇએ.
Sides, n. (સાઇડ્ઝ)=પક્ષ. ટુકડીઓ. Parties.
Usual, adj. (યુઝવલ)=સામાન્ય. Common.
To go in=દાવ લેવો=To bat.
Must be decided=નક્કી કરવું જોઇએ=Must be determined.
By tossing, (બાય ટૉસીંગ)=ઉછાળીને. By throwing upwards.
Coin, n. (કૉઇન)=સિક્કો.
Toss, n. (ટૉસ)=સિક્કો ઉછાળવો તે. Tossing of a coin.
Right, n. (રાઇટ)=હક. Claim.
To field, v. i. (ટુ ફીલ્ડ)=ફીલ્ડીંગ ભરવી, દાવ આપવો.
Captain, n. (કૅપ્ટન)=સરદાર. Leader.
To bowl, v. i. (ટુ બોલ)=બોલ નાંખવા.
To keep wicket=વીકેટ સંભાળવી=To be on watch behind the wicket.
Bowlers, n. (બોલર્સ)=બોલ નાંખનારા. Those who bowl.
Wicket-keeper, n. (વીકેટ-કીપર)=વીકેટ કીપર. One who keeps wicket.
Batsman, n. (બૅટસમૅન)=બેટ લેનાર. One who bats.
Is struck, v. t. (ઇઝ સ્ટ્રક)=મારવામાં આવે છે. Is hit.
Fieldsmen, n. (ફીલ્ડઝમેન)=દાવ આપનારા. Those who field.
Over, n. (ઓવર)=દડો ફેંકવાની વારી.

Hitting, pre. p. (હીટીંગ)=વાગતાં. Striking. Touching.
Cannot be caught=ઝીલી શકાય નહિ=Cannot be held.
( To catch, caught, caught. )
Counts, v. t. (કાઉન્ટસ)=ગણે છે. Reckons.
Whichever, adj. (વીચએવર)=જે કોઇ. Any.
Opposite, prep. (ઑપોઝીટ)=સામે. Standing against.
Innings, n. (ઇનીંગ્સ)=દાવ. Turn to bat.
Winning, adj. (વીનીંગ)=જીતતી. જીતનારી. Successful.
Scores, v. t. (સ્કોર્સ)=કરે છે ! મેળવે છે ! Gets.
Important, adj. (ઇમ્પૉર્ટન્ટ)=અગત્યની. Useful.
To remember, inf. (ટુ રીમેમ્બર)=યાદ રાખવી. To keep in [ mind.
Umpires, n. (અમ્પાયર્સ)=લવાદો. Referees.
Rules, n. (રૂલ્સ)=નિયમો. Regulations.
According to, prep. (ઍકૉર્ડીંગ ટુ)=પ્રમાણે, મુજબ.
Scorer, n. (સ્કોરર)=રન નોંધનાર. One who counts runs.

જેમ આપણા મગજને માટે વાંચન જરૂરનું છે તેમ કસરત આપણા શરીરને માટે જરૂરની છે. વિદ્યાર્થીઓ ઘણી જુદી જુદી રીતે કસરત લે છે. તેઓ કવાયત અને કસરતના વર્ગોમાં જાય છે, તેઓ ફરવા જાય છે અને તેઓ રમતો રમે છે. મુખ્ય રમતો ક્રિકેટ અને ફુટબોલ છે. આ પાઠમાં તમે ક્રિકેટ વિષે કેટલુંક વાંચી શકશો.

ક્રિકેટ રમવા માટે જરૂરી મુખ્ય ચીજો ક્રિકેટ માટેનું મેદાન, બે બેટ, એક બૉલ, છ સ્ટમ્પ અને બેઇલ બે જોડી છે.

ક્રિકેટનું મેદાન જેટલું બને તેટલું લીસું અને સપાટ હોવું જોઇએ અને ઘણું નાનું ન હોવું જોઇએ. સામાન્ય રીતે છોકરાઓ પોતાનું મેદાન પસંદ કરી શકતા નથી, પણ જે કોઈ રમતનું મેદાન તેમની પાસે હોય છે તેનો સૌથી સારો ઉપયોગ કરવાની તેમને ફરજ પડે છે.

આ મેદાનની વચ્ચે બાવીસ વારની લંબાઈ માપવી જોઇએ અને તેના દરેક છેડે વીકેટો ખોડવી જોઇએ અથવા ઉભી કરવી જોઇએ. દરેક વીકેટ ત્રણ સ્ટમ્પ અને બે બેઇલની બનેલી હોય છે અને સ્ટમ્પ તેમના મથાળા ઉપર બેઇલ રહી શકે તેટલા એક બીજાની નજીક ખોડવા જોઇએ.

પછી જમીન ઉપર તેની લંબાઈના કાટખૂણે સીધી લીટીઓ દોરવી જોઇએ—બે વીકેટના બહારના ભાગથી એક વાર લંબાઈની અને બે વીકેટના આગળના ભાગમાં ચાર ફીટને છેટે. આ (લીટીઓ) કોઈ ચોકસ લંબાઇની હોવાની જરૂર નથી, પણ બીજી લીટીઓ કરતાં કાંઇક વધારે લાંબી હોવી જોઇએ. આ લીટીઓને ક્રીસ કહેવામાં આવે છે, અને વીકેટ પાસેની (લીટીઓને) બોલ નાખવા માટેની ક્રીસ કહેવામાં આવે છે.

રમનારાઓના પક્ષ પાડવા જોઇએ. એક પક્ષમાં સામાન્ય સંખ્યા અગીઆરની હોય છે, પણ દરેક પક્ષમાં વધારે કે ઓછા હોઈ શકે. રમવાની શરૂઆત કરતાં પહેલાં કયો પક્ષ પહેલો દાવ લે તે નક્કી કરવું જોઇએ. આ સામાન્ય રીતે સીક્કો ઉછાળીને કરવામાં આવે છે.

જે પક્ષ ટોસ જીતે છે તેને પહેલાં દાવ લેવો કે નહિ તે પસંદ કરવાનો હક હોય છે. સામાન્ય રીતે તેઓ દાવ લેવાનું પસંદ કરે છે, તો પછી બીજા પક્ષને ફીલ્ડીંગ ભરવી પડે છે. તેમનો કેપ્ટન બે રમનારાને બોલ નાંખવા માટે અને એકને વીકેટ સાચવવા માટે પસંદ કરે છે.

બૉલરોમાંનો એક બોલ લે છે અને વીકેટોમાંની એકની પાછળ બોલ નાંખવાને તૈયાર ઉભો રહે છે. વીકેટ કીપર બીજી વીકેટની પાછળ જો બોલ બેટસમેન પાસેથી પસાર થાય તો તેને પકડવાને ઉભો રહે છે. બીજા રમનારાઓને જ્યારે બેટસમેન દડાને મારે ત્યારે તેને રોકવાને વીકેટની આસપાસ જુદી જુદી દિશાઓમાં મૂકવામાં ( ગોઠવવામાં ) આવે છે. બીજો બૉલર તેમનામાં પોતાની જગ્યા લે છે.

જ્યારે ફીલ્ડીંગ ભરનારાઓ તૈયાર થાય છે ત્યારે બીજા પક્ષનો

કેપ્ટન પોતાના રમનારાઓમાંથી બેને પહેલો દાવ લેવા માટે પસંદ કરે છે; તેઓ પોતાનાં બૅટ લે છે અને દરેક વીકેટે એક જણ જાય છે. પહેલો બૉલ નાંખનાર એક ઓવર દડા નાંખે છે, જે (ઓવર) સામાન્ય રીતે પાંચ દડાની હોય છે. બેટ લેનારને પ્રયત્ન કરીને દડાને મારવાનો હોય છે અને પોતાની વીકેટને વાગતાં તેને અટકાવવાનો પણ હોય છે. વળી તેને (બેટ લેનારને) એવી રીતે તેને (બોલને) મારવો પડે છે કે જેથી કરીને તે જમીનને પહોંચે (જમીન ઉપર પડે) તે પહેલાં સામા પક્ષમાંથી કોઈનાથી તે પકડી શકાય નહિ.

જ્યારે દડો નાંખવામાં આવે ત્યારે જો તે વિકેટને એક બેઈલને પણ પાડી નાંખે તેવી રીતે વાગે તો તે આઉટ થાય છે; અથવા તે જમીન ઉપર પડે તે પહેલાં ફીલ્ડરોમાંના કોઇથી ઝીલાય તેવી રીતે મારે તો તે આઉટ થાય છે. તેણે ક્રીસની અંદર ઉભા રહેવાની સંભાળ રાખવી જોઇએ, કેમકે જ્યારે બેટ લેનાર ક્રીસની બહાર હોય ત્યારે જો વીકેટ કીપર બોલને પકડીને તે વીકેટને મારી શકે તો પણ તે આઉટ થાય છે. જો બેટ ક્રીસની અંદર જમીનને અડેલું હોય તો પણ બેટ લેનાર ક્રીસની અંદર છે (ગણાય છે).

જો તે દડાને એટલો દૂર મારે કે ફીલ્ડરોમાંનો કોઈ દડા વડે વીકેટને મારી શકે તે પહેલાં બે બેટ લેનાર એક ક્રીસથી બીજી ક્રીસ સુધી દોડી શકે તો તેનો રન ગણાય છે. જો તે દડાને પુરતો દૂર મારે તો તે એક કરતાં વધારે રન કરે, પણ તે ક્રીસની બહાર હોય ત્યારે જો દડો વીકેટને વાગે તો તે આઉટ થાય છે.

જ્યારે પહેલો દડો નાંખનાર ઓવર નાંખી રહે છે ત્યારે બીજો નાંખનાર બીજી વીકેટથી બોલ નાંખે છે. જે કોઇ બેટ લેનાર દડો નાંખનારની સામે હોય છે તેને તે લેવો પડે છે (રમવો પડે છે). જ્યારે બેટ લેનાર આઉટ થાય છે ત્યારે તે જ પક્ષનો બીજો રમનાર દાવ લેવા જાય છે. જ્યારે દસ બેટ લેનારને આઉટ કરવામાં આવે ત્યારે દાવ પુરો થાય છે અને અગીઆરમો બેટ લેનાર 'નોટ આઉટ' કહેવાય છે.

જ્યારે પહેલા પક્ષનો દાવ પુરો થાય છે ત્યારે બીજો પક્ષ દાવ લેવા જાય છે અને પહેલો પક્ષ ફીલ્ડીંગ ભરે છે. જો વખત હોય તો દરેક પક્ષને બે દાવ મળે છે અને જીતનાર પક્ષ તે છે કે જે બંને દાવમાં મળીને સૌથી વધારે સંખ્યામાં રન કરે છે.

કદાચ ક્રિકેટ રમવામાં આ સૌથી વધારે ઉપયોગી બાબતો છે, પણ વળી બીજી ઘણી છે. જેઓ બધા નિયમ સારી રીતે જાણતા હોય તેવા બે લવાદને રાખવાનું સામાન્ય છે ( રાખવાનો રિવાજ છે ). આ ( લવાદો ) ઓવરોમાં દડા ગણે છે અને રમનાર આઉટ છે કે નહિ અને દડા નાંખનાર નિયમ મુજબ દડા નાંખે છે કે નહિ તે કહે છે.

વળી સામાન્ય રીતે એક સ્કોરર હોય છે જે જેમ રન થતા જાય છે તેમ ચોપડીમાં રન લખે છે.

---

# Lesson 16.

No sooner than=As soon as=તરતજ.

No sooner did Jason.........the ground=As soon as Jason awoke, he saw the armed men growing out of the ground=જેવો જેસન જાગ્યો કે તરત જ તેણે જમીનમાંથી હથીઆરબંધ માણસો ઉગતા જોયા.

What do you mean=તું શું સમજે છે ?

Impossible, adj. (ઇમ્પોસીબલ)=અશક્ય. Impracticable.

Salt water=ખારૂં પાણી.

However, adv. (હાઉએવર)=ગમે તેટલી.

Sillier, adj. (સીલીઅર)=વધારે મૂર્ખ. More foolish.

**The Wolf and the Lamb=વરૂ અને ઘેટાનું બચ્ચું.**

Wolf, n. (વુલ્ફ)=વરૂ. A beast of prey.

Stream, n. (સ્ટ્રીમ)=ઝરો. Brook.
Just where=Near the place where.
Ran out=વહેતો હતો=Flowed out.
Huge, adj. (હ્યુજ)=મોટો. Very big.
Rock, n. (રૉક)=પાડક.
Lower down=વધારે નીચે=Further down. [ allaying.
Was quenching, v. t. (વૉઝ કવે-ચીંગ)=છીપાવતું હતું. Was
Thirst, n. (થર્સ્ટ)=તરસ. Desire for water.
Was quenching its thirst=Was drinking water.
The wolf no sooner......ran to it=As soon as the wolf saw the lamb, he ran to it=જેવું વરૂએ ઘેટાના બચ્ચાને જોયું કે તરતજ તે તેના તરફ દોડયું.
Fiercely, adv. (ફીઅર્સલી)=ઝનુનથી. Angrily.
Rascal, n. (રાસ્કલ)=લુચ્ચો. Rogue.
Muddy, adj. (મડી)=કાદવવાળું. Dirty.
What do you mean=તું તારા મનમાં શું સમજે છે ?
Sir, n. (સર)=સાહેબ.
Surely, adv. ( સ્યૂરલી )=ખચીત. Certainly.
Is running, v. i. (ઈઝ રનીંગ)=વહે છે. Is flowing.
So that it is.........drink muddy=તેથી તમે જે પીઓ છો તે હું કાદવવાળું બનાવું એ અશક્ય છે=It is not possible for me to make your water dirty.
Scoundrel, n. (સ્કાઉન્ડ્રલ)=લુચ્ચો. Rogue.
Spoke ill of me=મારૂં ભુંડું બોલ્યો હતો=Abused me.
Last year=ગયે વર્ષે. પહોર.
Trembled, v. i. (ટ્રેમ્બલ્ડ)=ધ્રુજ્યું. Shivered.
Fright, n. (ફ્રાઇટ)=ભય. બીક. Fear.

Alas, interj. (ઍલાસ)=અફસોસ.
To assure, v. t. (ટુ એસ્યુર)=ખાત્રી આપવી. To make sure.
Which it was=Which it was who abused me.
Fury, n. (ફ્યુરી)=ગુસ્સો. Rage.
To hate, v. t. (ટુ હેઇટ)=ધીક્કારવું. To despise.
Therefore, conj. (ધૅરફૅાર)=તેથી. તેટલા માટે. So.
To suffer, v. i. (ટુ સફર)=ખમવું. To bear punishment.
Rest, n. (રેસ્ટ)=બાકીના. Remaining members.
Family, n. (ફેમીલી)=કુટુંબ. Household.
Sprang, v. i. (સ્પ્રૅન્ગ)=તુટી પડયો. Attacked.
( To spring, sprang, sprung. )
Devoured, v. t. (ડીવોવર્ડ)=ફાડી ખાધું. Ate up.
Wicked, adj. (વીકેડ)=દુષ્ટ. Sinful. Bad.
Are satisfied, v. t. (આર સૅટિસ્ફાઇડ)=સંતોષ પામે છે. Are pleased.
Excuse, n. (ઍક્સક્યુઝ)=બહાનું. Pretext.
Wickedness, n. (વીકેડનેસ)=દુષ્ટતા. Sinfulness.

જ્યાં એક ઝરો એક મોટા ખડક નીચેથી નીકળતો ત્યાં એક વરૂ પાણી પીતું હતું. ઝરાના તેથી નીચેના ભાગમાં એક ઘેટાનું બચ્ચું પોતાની તરસ છીપાવતું હતું. વરૂએ તે ઘેટાના બચ્ચાને જોયું કે તરત જ તે તેની પાસે દોડયું અને ઘણા ઝનુનથી કહ્યું, "લુચ્ચા, જે પાણી હું પીઉં છું તે તું ગંદુ કરે છે, તે તું તારા મનમાં શું સમજે છે?"

તે ઘેટાના બચ્ચાંએ કહ્યું, "સાહેબ, તમે ખચિત જુઓ છો કે પાણી તમારી તરફથી મારી તરફ વહે છે, તેથી જે તમે પીઓ છો તે હું ગંદુ કરૂં એ અશક્ય છે."

વરૂએ જવાબ આપ્યો, "તું લુચ્ચું છે, અને હું જાણું છું કે ગઈ સાલ તું મારૂં ભુંડું બોલ્યું હતું."

તે બીચારૂં નાનું ઘેટાનું બચ્ચું ભયથી ધ્રુજી ઉઠયું અને કહ્યું, "અફસોસ! મારા વ્હાલા સાહેબ, ત્યારે તો હું જન્મ્યું ન હતું.

તે વરૂએ કહ્યું, "તો તે તારો ભાઈ હોવો જોઇએ (તો તારો ભાઈ મારૂં ભુંડું બોલ્યો હોવો જોઇએ)."

"હું તમને ખાતરી આપું છું કે મારે ભાઈ નથી."

વરૂએ ગુસ્સામાં કહ્યું, "તો તે તારો બાપ કે તારી મા હોવાં જોઇએ. તે કોણ હતું તેની મને ચોકસ ખબર નથી. પણ હું જાણું છું કે તમે બધાં મને ધીક્કારો છો અને તેથી તારા કુટુંબનાં બાકીનાંઓને બદલે તારે ખમવું જોઇએ."

પછી તે ઘેટાના બચ્ચા ઉપર તુટી પડયું અને તેને ફાડી ખાધું.

દુષ્ટ માણસો પોતાની દુષ્ટતા માટે ગમે તેવા ખરાબ બહાનાથી સંતોષ પામે છે.

*Summary*—A wolf and a lamb were drinking at a stream. The wolf said to the lamb, " Why do you make my water dirty ? " The lamb said, " Sir, the water is coming to me from you. So it is not possible for me to make your water dirty. " The wolf said, " Last year you abused me." The lamb replied, " But I was not born then. " The wolf said, " Then it must be your brother who abused me. " The lamb said, " But I have no brother. " The wolf said, " Then it must be your father or mother. You all hate me. So you should suffer for the rest of your family. " So saying, the wolf killed the lamb.

---

## The Fox and the Crane=શિઆળ અને બગલું.

Crane, n. (ક્રેઇન)=બગલું.

Invited, v. t. (ઇન્વાઇટેડ)=આમંત્રણ આપ્યું. નોતર્યું. Called.

To dinner=જમવાને=To dine.

Flat, adj. (ફ્લૅટ)=છાછરી. Shallow.
Dish, n. (ડીશ)=રકાબી. Plate. Full of=થી ભરેલી.
Soup, n. (સુપ)=સેરવો. Beak, n. (બીક)=ચાંચ. Bill.
Could not take up=ખાઇ શક્યું નહિ=Could not eat.
However, conj. (હાઉએવર)=પણ.
Lapped, v. t. (લૅપ્ડ)=ચાટી ગયું. Licked.
Instant, n. (ઇન્સ્ટન્ટ)=પળ. Moment.
In order to revenge himself=પોતાનું વેર લેવા માટે=To take his revenge.
To revenge, v. t. (ટુ રીવેન્જ)=વેર વાળવું. To avenge.
Trick, n. (ટ્રીક)=ચાલાકી. Cunning. [ made up of.
Consisted of, v. i. (કન્સીસ્ટેડ ઓફ)=નો બનેલો હતો. Was
Boiled, adj. (બૉઇલ્ડ)=ઉકાળેલા.
Vessel, n. (વેસલ)=વાસણ. Pot. Neck, n. (નેક)=કાંઠો.
To reach, v. t. (ટુ રીચ)=પહોંચવું. To get at.
Easily, adv. (ઇઝીલી)=સહેલાઇથી. Without difficulty.
Bottom, n. (બૉટમ)=તળીયું. The lowest part.
Hungry, adj. (હંગ્રી)=ભૂખ્યું.
To expect, v. t. (ટુ એક્સપેક્ટ)=વકી રાખવી. To hope.
To play trick=ચાલાકી કરી છેતરવું.

એક દિવસ એક શિઆળે એક બગલાને જમવાને નોતર્યું અને સેરવાથી ભરેલી એક છાછરી રકાબી ફક્ત તેની આગળ મૂકી. બગલું પોતાની લાંબી ચાંચના લીધે સેરવો લઇ શક્યું (=ખાઇ શક્યું), નહિ, પણ જે શિઆળ પળમાં ચાટી ગયું.

બીજે દિવસે શિઆળની ચાલાકી માટે પોતાનું વેર લેવા સારૂ બગલાએ તેને જમવાને નોતર્યું. આ વખતે જમણ ફક્ત લાંબી ડોકવાળા વાસણમાં મૂકેલા ભાતનું હતું. શિઆળ ભાતને પહોંચી શક્યું નહિ.

(=શિઆળનું મોં ભાત સુધી પહોંચી શક્યું નહિ), પણ બગલું સહેલાઇથી પોતાની લાંબી ચાંચ વાસણના તળીયે મૂકી શક્યું. તેથી બગલાએ સારૂં જમણ કર્યું (=બગલાએ પેટ ભરીને ખાધું), પણ શિઆળ ભૂખ્યું ચાલ્યું ગયું.

જે લોકો ચાલાકી કરી છેતરે તેઓએ ચાલાકીથી છેતરાવાની વકી રાખવી જોઇએ (=જેઓ બીજાને ચાલાકી કરી છેતરે છે તેઓએ ધારવું જોઇએ કે બીજા તેમને છેતરશે).

*Summary*—Once a fox invited a crane to dinner, and put a shallow dish of soup before him. The crane with his long beak could not eat the soup, but the fox ate it up.

Next day, the crane invited the fox to dinner and put before him boiled rice in a vessel with a very long neck. The fox could not eat the rice, but the crane ate it up. The fox played a trick upon the crane and so the crane played a trick upon the fox and took revenge.

---

# Lesson 17.

Oak, n. (ઓક)=એક જાતનું ઝાડ છે. A kind of tree.
To wither, v. i. (ટુ વીધર)=સુકાઇ જવું. કરમાવું.
Lily, n. (લીલી)=કમળ. Lotus. Poet, n. (પોએટ)=કવિ.
To blow, v. i. (ટુ બ્લો)=ખીલવું. To bloom.

## True Growth = ખરી વૃદ્ધિ.

Growth, n. (ગ્રોથ)=વધ. વૃદ્ધિ. Increase.
True, adj. (ટ્રુ)=ખરી. Real.

Growing, ger. (ગ્રોઇંગ)=ઉગવું તે. Bulk, n. (બલ્ક)=કદ. Size.

Doth make=Makes=બનાવે છે. કરે છે.

Doth make a man better be=Makes a man better= માણસને વધારે સારો કરે છે.

An oak=Like an oak=ઓકની માફક.

Three hundred years = For three hundred years= ત્રણસો વર્ષ સુધી.

Log, n. (લૉગ)=લાકડાનો મોટો કકડો. ઢીમચું.

To fall a log at last=To fall as a log in the end= છેવટે ઢીમચા તરીકે પડવાને.

Bald, adj. (બાલ્ડ)=પાંદડા વગરનું. વાળ વગરનું. Without leaves. Without hair.

Sere, adj. (સીઅર)=સુકાયલું. Withered.

Fairer, adj. (ફેરર)=વધારે સુંદર. More beautiful.

Far, adv. (ફાર)=ઘણું. Very much.

Of a day=એક દિવસનું. One day old.

Although it fall......that night=જો કે તે તેજ રાતે પડીને કરમાઈ જાય=Though it may fall down and wither away that very night.

Plant, n. (પ્લૅન્ટ)=છોડ. Light, n. (લાઈટ)=તેજ. Lustre.

Proportion, n. (પ્રોપોર્શન)=પ્રમાણ. Measure.

Just, adv. (જસ્ટ)=ફક્ત. Merely.

Beauty, n. (બ્યુટી)=સુંદરતા. સૌંદર્ય.

Measure. n. (મેઝર)=સમય. વખત. Space of time.

Perfect, adj. (પર્ફેક્ટ)=પૂર્ણ. Faultless.

પ્રોઝ ઑર્ડર—It is not growing like a tree in bulk, or standing long ( like ) an oak ( for ) three hundred

years to fall at last (as) a dry, bald and sere log, that doth make (=makes) (a) man be better.

ઝાડની માફક કદમાં વધવાથી કે ઓકની માફક ત્રણસો વર્ષ જેટલા લાંબા વખત સુધી છેવટે સુકા, પાંદડા વગરના અને જીર્ણ ઠુંઠા તરીકે પડવા માટે ઉભા રહેવાથી (જીવવાથી) માણસ વધારે સારો થતો નથી. મે માસમાં એક જ દિવસનું કમળ ઘણું વધારે સુંદર હોય છે, જો કે તે તે જ રાત્રે ખરી પડીને કરમાઈ જાય છે. તે (કમળ) પ્રકાશનો છોડ અને ફુલ હતું. ફક્ત થોડા પ્રમાણમાં (પણ) આપણે સુંદરતા જોઇએ છીએ અને થોડા વખતમાં (પણ) જીંદગી પૂર્ણ થઈ શકે છે.

---

# Lesson 18.

Of course, adv. (ઓફ કોર્સ)=અલબત. By all means.
Intended, v. t. (ઇન્ટેન્ડેડ)=ધારણા હતી. ઇરાદો હતો. Meant.
Uphill, adv. (અપહીલ)=ટેકરી ઉપર. Upwards on the hill.

## Football=ફુટબોલ.

Football, n. (ફુટબૅાલ)=પગે દડો મારીને રમવાની રમત. A game in which the ball is kicked with the foot.
Weather, n. (વેધર)=હવા. Climate.
Level, adj. (લેવલ)=સપાટ. Even.
Smooth, adj. (સ્મુધ)=લીસી. Without obstructions.
Yard, n. (યાર્ડ)=વાર. યાર્ડ.
Goal, n. (ગોલ)=ફુટબૅાલની રમતમાં વાંસડાથી નક્કી કરેલી હદનું નિશાન. Mark made by poles for limits in the game of football.

Posts, n. (પોસ્ટસ)=થાંભલા. Pillars.

Cross-bar, n. ( ક્રૉસ-બાર )=આડો સળીઓ. A rod placed across the two posts. [ up of.

Consist of, v. i. (કન્સીસ્ટ ઓફ)=ના બનેલા છે. Are made

Should be marked, (શુડ બી માર્કડ)=દોરવી જોઇએ. Should be drawn.

Generally, adv, (જનરલી)=સામાન્ય રીતે. Ordinarily.

Sides, n. (સાઇડઝ)=પક્ષ. Parties.

Opposite, adj. (ઑપોઝીટ)=સામેનો. [foot.

To kick, v. t. (ટુ કીક)=લાત મારવી. To strike with the

Shoulders, n. (શોલ્ડર્સ)=ખભા.

To prevent, v. t. (ટુ પ્રીવેન્ટ)=અટકાવવું. To stop.

Opponents, n. (ઑપોનન્ટસ)=હરીફ. સામાવાળા. Players of the opposite sides.

Sets, n. (સેટસ)=ટુકડીઓ. Bands.

Are divided into=ના ભાગ પાડવામાં આવે છે.

Are divided into different sets=ની જુદી જુદી ટુકડીઓ પાડવામાં આવે છે=Different bands are formed.

Defence, n. (ડીફેન્સ)=બચાવ. Preventing the ball from passing through one's own goal.

Attack (ઍટૅક)=હુમલો. Pushing the ball through the goal of the opposite side.

Defensive, adj. (ડીફેન્સીવ)=બચાવ કરનારા. Defending.

Goalkeeper, n. (ગોલકીપર)=ગોલ સાચવનાર. Player who takes care of the goal. [ remain at the back.

Backs, n. (બૅકસ)=પાછળ ઉભા રહેનારા. Players who

Forwards, n. (ફૉર્વર્ડઝ)=આગળ રમનારા. Those who play forward.

Half–backs, n. (હાફ્-બૅકસ)=મધ્યમાં રહેનારા. Players who remain between the backs and forwards.

Business, n. (બીઝનેસ)=કામ. Work.

Partly, adv. (પાર્ટલી)=કેટલેક અંશે. To some extent.

Is allowed, v. t. (ઇઝ ઍલાઉડ)=પરવાનગી આપવામાં આવે છે. Is permitted.

To handle, v. t. (ટુ હૅન્ડલ)=હાથથી અડવું. To touch with the hand.

To pick up, v. t. (ટુ પીક અપ)=ઉચકી લેવો. To lift up.

Keep behind=પાછળ રહે છે=Remain behind.

To watch, v. t. (ટુ વૅાચ)=તપાસ રાખવી. To take care of.

Kick a goal=May pass the ball through the goal of the opposite side=સામા પક્ષના ગોલમાંથી બોલ પસાર કરે.

Chief, adj. (ચીફ્)=મુખ્ય. Main.

To shoot, inf. (ટુ શુટ)=સીધો ગોલમાં મારવાને. To kick direct to the goal.

To dribble, v. t. (ટુ ડ્રીબલ)=ધીમે ધીમે લાત મારીને લઈ જવો. To take the ball forward with light kicks.

Dodging, pre. p. (ડૅાજીંગ)=થાપ આપતાં. Evading.

Can go on=ચાલુ રાખી શકે=Can continue.

No longer=વધુ વખત નહિ=No more.

In order that=એટલા માટે.

Outside left=ડાબી બાજુ બહારનો રમનાર.

Centre, n. (સેન્ટર)=મધ્યમાં રમનાર.

Inside right=જમણી બાજુ અંદરનો રમનાર.

Outwards, adv. (આઉટવર્ડઝ)=બહારની બાજુએ. Away from the goal.

Inwards, adv. (ઇનવર્ડઝ)=અંદરની બાજુએ. Towards the goal.

Diagram, n. (ડાયાગ્રામ)=આકૃતિ. Figure.

Kick off=લાત મારીને શરૂઆત કરવી તે. [the limit.
Crosses the line=લાઇન બહાર જાય છે=Goes beyond
Either, adj. (આઇધર)=દરેક. Each.
Principal, adj. (પ્રીન્સીપલ)=મુખ્ય. Chief.
To be remembered=યાદ રાખવાની=to be kept in mind.
Explained, p. p. (ઍક્સપ્લેન્ડ)=સમજાવેલી. Made clear.
Oval, adj. (ઓવલ)=ઇંડાના આકારનો. Egg-shaped.
Coloured, adj. (કલર્ડ)=રંગીન. Having colours.

જ્યારે હવા બહુ ગરમ હોતી નથી ત્યારે રમવાને માટે ફુટબોલ સારી રમત છે. જમીન ( =મેદાન ) સીધી અને સપાટ તથા આશરે એકસો દસ વાર લાંબી અને સાઠ વાર પહોળી હોવી જોઇએ.

દરેક છેડાની વચ્ચે ગોલ હોય છે, જે ચોવીસ ફુટ લાંબા અને આઠ ફુટ ઉંચા હોય છે. તેઓ બે મજબૂત થાંભલા અને એક આડા સળીઆના બનેલા હોય છે. રમતના મેદાનની આસપાસ બધે લીટી દોરવી જોઇએ.

દરેક પક્ષ સામાન્ય રીતે અગીઆર રમનારનો હોય છે. દરેક પક્ષને સામા ગોલમાંથી બોલ પસાર કરવાનો પ્રયત્ન કરવાનો હોય છે. આ કરવામાં બોલને પકડવાને કે મારવાને તેઓએ પોતાના હાથ વાપરવા ન જોઇએ. તેઓ તેને લાત મારે અને પોતાના માથાથી, ખભાથી અથવા પોતાના શરીરના કે પગના બીજા કોઇ ભાગથી મારે.

અલબત, બીજો પક્ષ પોતાના ગોલમાંથી બોલને જતો અટકાવવાને અને પોતાના સામાવાળાના ગોલમાંથી બોલને પસાર કરવાને પ્રયત્ન કરે છે. દરેક પક્ષના રમનારાઓમાંથી બચાવ અને હુમલા માટે જુદી જુદી ટુકડીઓ પાડવામાં આવે છે.

ગોલકીપર ( ગોલ સાચવનાર ) અને બેકસ ( પાછળ રહેનારા ) એ બચાવના રમનારા છે. પાંચ ફોર્વર્ડસ ( આગળ રમનારા ) એ હુમલો કરનારા રમનારા છે. બીજા ત્રણ હાફ-બેકસ

(વચમાં રમનારા) છે જેમનું કામ કેટલુંક બચાવ કરવાનું અને કેટલુંક હુમલો કરવાનું છે. ગોલકીપર સામાન્ય રીતે ગોલ પાસે રહે છે અને તેને બોલને હાથ અડાડવાની છુટ છે. તે તેને ઉંચકે, ફેંકે અથવા જો તે ગોલથી બાર વારની અંદર હોય તો તેને લઇને દોડે.

બેકસ (પાછળ રહેનારા) પોતાના પક્ષના બીજા રમનારાઓની પાછળ રહે છે અને બોલને મેળવવાને અને તેને લાત મારીને પોતાના પક્ષમાંના કોઈ એકને આપવાને પ્રયત્ન કરે છે. હાફ-બેકસ (વચમાં રહેનારા) ફોર્વર્ડ્સની બરાબર પછવાડે રમે છે. તેઓને પોતાના સામાવાળાના ફોર્વર્ડ્સની સંભાળ રાખવાનું અને તેમની પાસેથી બોલ મેળવીને તેને પોતાના ફોર્વર્ડ્સમાંના એકને આપવાનો પ્રયત્ન કરવાનું હોય છે. તેઓ હમેશાં ફોર્વર્ડ્સની તદ્દન નજીક રમે છે, જેથી કેટલીક વખત તેઓ પોતે બોલને લાત મારીને ગોલ કરી શકે.

ફોર્વર્ડ્સનું મુખ્ય કામ હુમલો કરવાનું છે. જ્યાં સુધી બોલ ગોલની એટલો નજીક જાય કે તેઓમાંનો એક તેને શુટ કરી શકે એટલે કે તેને લાત મારીને ગોલમાંથી પસાર કરવાની કોશીશ કરી શકે ત્યાં સુધી એક બીજા તરફ બોલ પસાર કરીને તેઓ આ (હુમલો) કરે છે.

જો ફોર્વર્ડને બોલ મળે છે તો તે પહેલાં તેને આસ્તે આસ્તે લાત મારીને લઇ જવાની કોશીશ કરે છે એટલે બીજા પક્ષના રમનારાઓને ચૂકવીને ટુંકી લાતોથી જમીન ઉપર લઇ જવાની કોશીશ કરે છે. જ્યારે તેને એમ લાગે છે કે વધુ વખત આ કરવાનું પોતે ચાલુ રાખી શકશે નહિ ત્યારે તે બોલને પસાર કરે છે અથવા લાત મારીને બીજા ફોર્વર્ડને આપે છે.

આ કરી શકાય એટલા માટે ફોર્વર્ડ્સ મેદાનમાં બરાબર આડા એક લાઇનમાં રમે છે. તેઓ બહારનો ડાબી બાજુનો, અંદરનો ડાબી બાજુનો, મધ્યનો, અંદરનો જમણી બાજુનો અને બહારનો જમણી બાજુનો (એ પ્રમાણેના) ફોર્વર્ડ્સ કહેવાય છે. જ્યારે બોલ તેઓના

પોતાના ગોલની નજીક હોય છે ત્યારે તેને બહાર (ગોલથી દૂર) પસાર કરવાને અને જ્યારે સામાવાળાઓના ગોલની નજીક હોય છે ત્યારે અંદર (ગોલ તરફ) પસાર કરવાને તેઓ પ્રયત્ન કરે છે. જ્યારે રમનારાઓ બોલને લાત મારવાની શરૂઆત કરવા માટે (રમતની શરૂઆત કરવા માટે) તૈયાર હોય છે ત્યારે તેમની જગ્યાઓ બતાવનારી આકૃતિ આ રહી.

જ્યારે દડો મેદાનની બે બાજુમાંની એકની લીટી ઓળંગી જાય છે ત્યારે જે પક્ષે તેને છેલ્લો હાથ લગાડયો ન હોય તે પક્ષમાંનો રમનાર તેને મેદાનમાં નાંખે છે. આ કરવામાં તેણે તેને પોતાના માથાથી ઉંચે બંને હાથમાં પકડવો જોઈએ.

ફુટબોલ વિષે યાદ રાખવાની આ મુખ્ય બાબતો છે. બીજી પણ છે કે જે તે રમતના નિયમોમાં સમજાવેલી તમને માલમ પડશે.

રૂગ્બીની રમત આનાથી જુદી છે. (તેમાં) દરેક પક્ષમાં પંદર માણસ હોય છે. બોલ ગોળ નહિ પણ ઇંડાના આકારનો હોય છે અને રમનારાઓને બોલને હાથ અડાડવાની છુટ હોય છે. રંગીન ચિત્રમાં તમે એકને પોતાના હાથના ઉપલા ભાગ નીચે (પોતાની બગલમાં) લઇને દોડતો તમે જુઓ છો.

---

# Lesson 19.

Seeing the lamb drinking=ઘેટાના બચ્ચાને પીતું જોઇને.
Quarter, n. (કૉર્ટર)=રસ્તો. Abode.
Settling, pre. p. (સેટલીંગ)=જામી જતાં. ઠરી જતાં. Resting.
The mud settling...tank=કાદવ જામી જઇને તળાવને પુરી દે છે.
In vain, adv. (ઇન વેઇન)=ફોગટ. Useless.

## The Death of Hector=હેક્ટરનું મૃત્યુ.

Read, v. t. (રેડ)=વાંચ્યો. To read (ટુ રીડ)નું ભૂતકાળ.

Odysseus and the cyclops (ઓડીસ્યસ અને સાયક્લોપ્સ).
Wandered, v. i. (વૉન્ડર્ડ)=ભટક્યો. Roamed.
Siege, n. (સીજ)=ઘેરો. Setting an army round a city.
Troy, n. (ટ્રૅાય)=શહેરનું નામ છે.
Ithaca, n. (ઇથાકા)=ટાપુનું નામ છે.
Wanderings, n. (વૉન્ડરીંગ્ઝ)=રખડપટ્ટી. Roamings.
Homer, n. (હોમર) પ્રખ્યાત ગ્રીક કવિનું નામ છે.
Poem, n. (પોયમ)=કાવ્ય. Odyssey, n. (ઓડેસી)=કાવ્યનું નામ છે.
Iliad, n. (ઇલીઅડ)=કાવ્યનું નામ છે.
Asia Minor, n. (એશીયા માઇનર)=દેશનું નામ છે.
Probably, adv. (પ્રૉબેબ્લી)=ઘણું કરીને. Likely.
Dardanelles, n. (ડાર્ડનલ્સ)=સામુદ્રધુનીનું નામ છે.
Exactly, adv. (ઍક્ઝેક્ટલી)=ચોક્કસ. Actually.
Stood, v. t. (સ્ટુડ)=આવેલું હતું. Was situated.
Priam, n. (પ્રીએમ)=નામ છે.
Stole away, v. t. (સ્ટોલ અવે)=હરણ કરી ગયો. Abducted.
(To steal, stole, stolen.)
Menelaus, n. (મેનીલસ)=નામ છે.
Was full of rage=Was very angry=ઘણો ગુસ્સે થયો.
Rage, n. (રેઇજ)=ગુસ્સો. Anger.
Found out=માલમ પડ્યું=Came to know.
Buckling on, pre. p. (બકલીંગ ઓન)=પહેરીને. Putting on.
Armour, n. (આર્મર)=બખતર. Coat of arms.
Set off, v. t. (સેટ ઓફ)=નીકળ્યા. Started.
Trojans, n. (ટ્રોજન્સ)=ટ્રોજન લોકો. People of Troy.
Refused, v. t. (રીફ્યુઝડ)=ના પાડી. Declined.
To give up, inf. (ટુ ગીવ અપ)=આપી દેવાને. સોંપી દેવાને.
To hand over.

Greeks, n. (ગ્રીક્સ)=ગ્રીક લોકો. People of Greece.
Determined, v. t. (ડીટરમીન્ડ)=નક્કી કર્યું. નિશ્ચય કર્યો. Resolved.
To take=કબજે કરવાનું=To capture.
To burn, v. t. (ટુ બર્ન)=બાળવું. To set fire.
Laid siege to it=તેને ઘેરો ઘાલ્યો=Besieged it.
To overcome, v. t. (ટુ ઓવરકમ)=તાબે કરવું. To capture.
Rushed out, (રશ્ડ આઉટ)=બહાર ધસી આવતા હતા.
Returned, v. i. (રીટર્ન્ડ)=પાછા આવતા હતા. Came back.
Went on=ચાલુ રહેતો હતો. Continued.
Deeds, n. (ડીડ્ઝ)=કામો. કૃત્યો. Actions.
Fell, v. i. (ફેલ)=માર્યા ગયા. Were killed.
Fighting, n. (ફાઇટીંગ)=લડાઇ. Battle.
Fierce, adj. (ફીઅર્સ)=ઝનુની. Furious.
Fearless, adj. (ફીઅરલેસ)=બીક વગરનો. નિડર. Bold.
Led, v. t. (લેડ)=લઇ ગયો. Took.
To attack, inf. (ટુ ઍટક)=હલ્લો કરવાને. To fall upon.
Set out=નીકળ્યો=Started. [ To say good-bye.
To bid farewell, (ટુ બીડ ફેરવેલ)=છુટા પડતી વખત મળવાને.
Nursing, pre. p. (નર્સીંગ)=ધવડાવતી. Suckling.
Was wearing, v. t. (વૉઝ વેરીંગ)=પહેરેલો હતો. Had put on.
Shining, adj. (શાઇનીંગ)=ચકચકીત. Bright.
Helmet, n. (હેલ્મેટ)=લશ્કરી ટોપી. Military cap.
Scarlet, adj. (સ્કાર્લેટ)=કીરમજી રંગનાં. Of deep red colour.
Feathers, n. (ફેધર્સ)=પીંછાં. Plumes.
Frightened, v. t. (ફ્રાઇટન્ડ)=બીવરાવ્યો. Terrified.
Screamed, v. i. (સ્ક્રીમ્ડ)=ચીસ પાડી. Cried out. [ pelled.
Was obliged, v. t. (વૉઝ ઓબ્લાઇજ્ડ)=ફરજ પડી. Was Com-

To take off=ઉતારી નાંખવાને=To take down ftom the head.
Kiss, n. (કીસ)=ચુંબન. બચ્ચી.
Begged, v. t. (બેગ્ડ)=આજીજી કરી. Entreated.
On her knees=ઘુંટણીએ પડીને.
To listen, v. t. (ટુ લીસન) =સાંભળવું. To pay heed to.
At the head of his men=પોતાનાં માણસોને મોખરે=Leading his men.
Was weaving, v. t. (વૉઝ વીવીંગ)=વણતી હતી.
Plain, n. (પ્લેઇન)=મેદાન. Open field.
Achilles, n. (એકીલીસ)=નામ છે.
Bitter enemy=કટ્ટો દુશ્મન=Mortal foe.
Drew near=પાસે આવ્યો=Came near.
Courage, n. (કરેજ)=હિંમત.
Hector's courage failed him = હેક્ટર હિંમત હારી ગયો = Hector lost his courage.
Took to flight=નાઠો=Fled.
Pallas Athene, n. (પેલાસ એથીન)=નામ છે.
Grecian, adj. (ગ્રીશીઅન)=ગ્રીસની. Of Greece.
Goddess, n. (ગૉડેસ)=દેવી. A female deity.
Friendly, adj. (ફ્રેન્ડલી)=અનુકૂળ. Favourable.
Form, n. (ફૉર્મ)=આકાર.
Surely, adv. (સ્યૂરલી)=ખચિત. Certainly.
Advanced,v. i. (ઍડવાન્સ્ડ)=આગળ ધસ્યો. Went forward.
Bravely, adv. (બ્રેઇવલી)=હિંમતથી. Boldly.
Hurled, v. t. (હર્લ્ડ)=ફેંક્યો. Threw.
Spear, n. (સ્પીઅર)=ભાલો.
Shield, n. (શીલ્ડ)=ઢાલ. Plate of metal to defend the body in a fight.

Did him no hurt=તેને ઇજા કરી નહિ=Did not injure him.
Had played a trick on him=તેને છેતર્યો હતો=Had deceived him. Sword. n. (સોર્ડ)=તરવાર.
Thrust, v. t. (થ્રસ્ટ)=ઘોચી દીધો.
Thrust his spear through Hector's neck = હેક્ટરની ગરદનમાં ભાલો ભોકી દીધો=Pierced Hector's neck with his spear.
Slew, n. (સ્લ્યુ)=મારી નાખ્યો. Killed.
( To slay, slew, slain.)
Chariot, n. (ચૅરીઅટ)=રથ. Carriage.
Trailed, v. i. (ટ્રેઇલ્ડ)=ઘસડાતું હતું. Was dragged.
Drove off, v. i. (ડ્રોવ ઑફ)=કુચ કરી ગયો. Marched off.
Rapidly, adv. (રૅપીડલી)=જલદીથી. ત્વરાથી. Hastily.
Slain, p. p. (સ્લેઇન)=માર્યો ગએલો. Killed.
Wailing, ger. (વેઇલીંગ)=વિલાપ. Lamentation.
Arose, v. i. (એરોઝ)=ઉત્પન્ન થયો. Came out.
Just in time=બરાબર વખતસર=Timely.
Olympus, n. (ઓલિમ્પસ)=પર્વતનું નામ છે.
To be shamed, v. i. (ટુ બી શેમ્ડ)=નામોશી લાગવી. To be disgraced.
Hermes, n. (હર્મિઝ)=ગ્રીસના દેવતાઓનો દૂત.
Was led, v. t. (વૉઝ લેડ)=લઇ જવામાં આવ્યો. Was conducted.
Gifts, n. (ગીફ્ટસ)=ભેટ. Presents.
Collected, v. t. (કલેક્ટેડ)=ભેગાં કર્યાં. Gathered.
Huge, adj. (હ્યુજ)=ઘણી મોટી. Very big.
Funeral pile, (ફ્યુનરલ પાઇલ)=ચિતા. Heap of wood to burn a dead body.
Pile, n. (પાઇલ)=ઢગલો. Heap.

બીજી ચોપડીમાં તમે ઓડીસ્યસ અને સાયકલોપ્સ વિષે વાર્તા વાંચી હતી. તે વાર્તામાં તમે વાંચ્યું હતું કે ઓડીસ્યસ ઇથાકામાં પોતાના ઘેર પહોંચ્યો તે પહેલાં ટ્રોયના ઘેરા પછી દસ વરસ સુધી ભટક્યો. તેની રખડપટ્ટીની વાર્તા હોમરે પોતાના કાવ્ય ઓડેસીમાં કહી હતી, પણ તેણે ઇલીઅડ નામનું બીજું કાવ્ય પણ લખ્યું હતું, જે (કાવ્ય) ટ્રોયના લાંબા ઘેરાની વાર્તા કહે છે.

ટ્રોય શહેર એશીઆ માઈનરમાં ઘણું કરીને ડાર્ડેનલ્સના કિનારા ઉપર હતું, પણ તે ચોક્કસ ક્યાં આવેલું હતું તે હાલ કોઇ જાણતું નથી.

ટ્રોયના રાજા પ્રીએમને પારીસ નામનો પુત્ર હતો, જે (પુત્ર) મેનીલસ નામના ગ્રીક રાજાની સ્ત્રીને હરી ગયો અને તેને પોતાના પિતાના શહેરમાં લાવ્યો. તેનું નામ હેલન હતું અને તે આખી દુનીઆમાં સૌથી વધારે સુંદર સ્ત્રી કહેવાતી હતી.

જ્યારે મેનીલસને જણાયું કે પોતાની સ્ત્રીનું હરણ થયું છે ત્યારે તે ક્રોધાયમાન થયો. તેણે એકદમ પોતાના મીત્રોને ભેગા કર્યા અને તેઓ પોતાનાં બખ્તર ચઢાવીને ટ્રોય જવા ઉપડયા. ટ્રોજનોએ હેલનને સોંપી દેવાની ના પાડી તેથી ગ્રીક લોકોએ શહેરને લેવાનો અને બાળવાનો નિશ્ચય કર્યો.

તેમણે તેને ઘણાં વર્ષ સુધી ઘેરો ઘાલ્યો, પણ તેને લઇ શક્યા નહિ. કેટલીક વખત ટ્રોજનો શહેરના દરવાજા બહાર ધસી આવતા હતા અને ગ્રીક લોકોને હાંકી કાઢતા હતા. એક વખત તેઓએ તેમને દરીઆ કિનારે હાંકી કાઢયા અને તેમનાં વહાણ બાળી નાખ્યાં, પણ ગ્રીક લોકો હમેશાં પાછા આવતા હતાં અને ઘેરો પહેલાંની માફક ચાલુ રહેતો હતો.

બંને પક્ષ તરફથી ઘણાં બહાદુરીનાં કામ કરવામાં આવ્યાં હતાં અને ઘણા બહાદુર માણસો લડાઈમાં માર્યા ગયા હતા. આ બહાદુર માણસોમાંનો એક પારીસનો ભાઇ હેક્ટર હતો. તે ઉમદા અને માયાળુ રાજકુમાર હતો, પણ લડાઇમાં તે સિંહનાં જેવો ઝનુની અને નિડર હતો.

એક દિવસ ગ્રીક લોકો ઉપર હલ્લો કરવા તે ટ્રોજનોને લઇને

શહેર બહાર ગયો. પણ તે નીકળ્યો તે પહેલાં તે પોતાની સ્ત્રીને મળવા ગયો. તેણે તેને પોતાના બાળક પુત્રને ધવડાવતી જોઇ.

હેકટરે પોતાની કીરમજી પીંછાંવાળી ચકચકિત લશ્કરી ટોપી હતી અને આથી તે છોકરૂં એટલું બધુ બીન્યું કે તેણે બીકથી ચીસ પાડી. હેકટર પોતાના નાના પુત્રને વિદાય થતી વખતનું ચુંબન કરી શકે તે પહેલાં તેને પોતાની લશ્કરી ટોપી ઉતારી નાખવાની ફરજ પડી.

પછી તેણે પોતાની સ્ત્રીની વિદાય લીધી. તે કદી પાછો ફરશે નહિ એવો તેને ભય હતો અને ઘુંટણીએ પડીને તેણે તેને ઘેર રહેવા આજીજી કરી. પણ હેકટરે તેનું સાંભળ્યું નહિ પરંતુ જલદીથી બહાર જતો રહ્યો અને પોતાનાં માણસોને મોખરે શહેરના દરવાજામાંથી પસાર થયો. તેની સ્ત્રી પોતાનાં ઓરડામાં ગઈ. ત્યાં તેણી એક સુંદર કપડું વણતી હતી.

ગ્રીક લોકો બહાર મેદાનમાં તેની રાહ જોઇ રહ્યા હતા, અને તેઓએ જલદીથી ટ્રોજનોને શહેરમાં પાછા હાંકી કાઢ્યા. હેકટર દરવાજા બહાર એકલો રહી ગયો અને ત્યાં તે એકીલીસ નામના ગ્રીક રાજકુમાર કે જે તેનો કટ્ટો દુશ્મન હતો તેના ઉપર હુમલો કરવાને તેની રાહ જોવા લાગ્યો.

જ્યારે એકીલીસ નજીક આવ્યો ત્યારે હેકટર હિમ્મત હારી ગયો અને તે નાઠો. તે લગોલગ પાછળ પડેલા પોતાના દુશ્મન સાથે ત્રણ વખત શહેરની ફરતો દોડયો.

હવે પેલાસ એથીન નામની ગ્રીસની એક દેવી એકીલીસને ઘણી અનુકૂળ હતી અને હેકટર સાથેની તેની લડાઇમાં તેને મદદ કરવા તે આવી. તે હેકટરને તેના એક ભાઇના રૂપમાં દેખાઈ અને તેને કહ્યું કે આપણે બે એકીલીસને જરૂર મારી શકીશું.

તેથી હેક્ટર હીંમતથી એકીલીસ તરફ વધ્યો, જેણે ( = એકીલીસે ) પોતાનો ભાલો ફેંકયો. હેકટરે પોતાનું માથુ નમાવી દીધું અને ભાલો તેના ઉપર થઇને ચાલ્યો ગયો અને તેની પાછળ જમીનમાં ચોંટી ગયો. પછી પેલાસ એથીને એકીલીસને ભાલો પાછો આપ્યો,

પણ હેક્ટરે આ જોયું નહિ. તેથી તેણે પોતાનો ભાલો ફેંક્યો પણ તે એકીલીસની ઢાલને વાગ્યો અને તેને કાંઈ ઇજા કરી નહિ.

હેક્ટરે પોતાના ભાઇને બુમ મારીને બીજો ભાલો માગ્યો, પણ ત્યાં કોઇ ભાઇ ન હતો; અને ત્યારે તેણે જાણ્યું કે દેવીએ તેને છેતર્યો હતો. તેણે પોતાની તરવાર ખેંચી અને એકીલીસ ઉપર ધસ્યો પણ બધુ વ્યર્થ હતું. એકીલીસે પોતાનો ભાલો હેક્ટરની ગરદનની આરપાર ઘોંચી દીધો અને તેને મારી નાખ્યો.

પછી એકીલીસે ( તેના ) મડદાને પોતાના રથે બાંધ્યો, જેથી માથું પાછળ ધુળમાં ધસડાતું હતું અને ગ્રીસના વહાણો તરફ તે ઝપાટાબંધ ચુક કરી ગયો.

હવે પ્રીએમ અને ટ્રાયના બધા લોકો શહેરની દીવાલો ઉપરથી લડાઇ જોઈ રહ્યા હતા, અને જ્યારે તેમણે હેક્ટરને મરાએલો જોયો ત્યારે વિલાપ અને રૂદનનો મોટો અવાજ થયો. તેની સ્ત્રીએ તે સાંભળ્યો અને પોતાના પતિનું શરીર ગ્રીસનાં વહાણો તરફ ધસડી લઇ જવાતું જોવાને વખતસર દિવાલો ઉપર દોડી આવી.

એકીલીસે કહ્યું હતું કે હેક્ટરના શરીરને કુતરાઓને ખવડાવવું. પણ ઓલીમ્પસના દેવોનો વડો ઝીઅસ ટ્રાજનોને ચહાતો હતો અને તેમને આમ નામોશી લાગવા દીધી નહિ. તેથી તેણે હર્મીસને પ્રીએમ મોકલ્યો અને એકીલીસ પાસે જવા અને પોતાના પુત્રનું શરીર ( =મુડદુ ) પાછું આપવા વિનતિ કરવાનું તેને કહ્યું ( =કહેવડાવ્યું ).

ઝીઅસે વળી તે સોંપી દેવાનું કહેવડાવીને એક દેવીને એકીલીસ પાસે મોકલી. તેથી જ્યારે હર્મીસ પ્રીએમને ગ્રીસનાં વહાણોએ લઇ ગયો ત્યારે જે કીંમતી ભેટો તે લઇ ગયો હતો તે એકીલીસે લીધી અને તેને શરીર આપ્યું.

ટ્રાજનોએ એક મોટી ચિતા બનાવી ત્યાં સુધી નવ દહાડા લાકડાં એકઠાં કર્યાં અને દસમા દિવસે વિલાપ અને રૂદન સાથે તેઓએ તેના ઉપર હેક્ટરનું શરીર બાળ્યું.

---

# Lesson 20.

Shakespeare, n. (શૅક્સપીઅર)=ઇંગ્લાંડના મહાન કવિનું નામ છે.
Play, n. (પ્લે)=નાટક. Drama.
Snails, n. (સ્નેઇલ્સ)=ગોકળ ગાયો.
Spiders, n. (સ્પાઇડર્સ)=કરોળીઆ.
Carriage, n. (કૅરેજ)=ગાડી. Vehicle.
Across men's......lie asleep=માણસો ઉંઘતા હોય ત્યારે તેમનાં નસકોરાંમાં થઇને=Through the nostrils of sleeping men.
Nutshell, n. (નટશેલ)=કોટલું. Outer shell of a nut.
Wheels, n. (વ્હીલ્સ)=પૈડાં. Brains, n. (બ્રેઇન્સ)=મગજ.
To dream, v. t. (ટુ ડ્રીમ)=સ્વપ્ન આવવું.
Pleasant, adj. (પ્લેઝન્ટ)=ખુશનુમા. Delightful.
Horrid, adj. (હૉરીડ)=ભયંકર. Terrible.
Flutters, v. i. (ફ્લટર્સ)=પાંખ ફફડાવતી આવે છે. Comes flapping wings.

**Queen Mab = રાણી મૅબ.**

Spots, n. (સ્પૉટસ)=ડાઘા. ટપકાં. Specks.
Wand, n. (વૉન્ડ)=જાદુઇ લાકડી. Magic rod.
Waves, v. t. (વેવ્ઝ)=ફેરવે છે. Moves.
Goes to bed=સુઇ જાય છે=Sleeps.
Circle, n. (સર્કલ)=વર્તુળ. Ring.
Fountains, n. (ફાઉન્ટન્સ)=ફુવારા. Springs.
Filled with=ભરેલી=Full of.
Bear, v. t. (બેર)=ધરાવે છે. Have.
Delicious, adj. (ડીલીશીઅસ)=સ્વાદિષ્ટ. Tasteful.
To bow, v. t. (ટુ બાઉ)=નમાવવું. To bend.
Branches, n. (બ્રેન્ચીઝ)=ડાળીઓ. Boughs.

At a wish=મરજીમાં આવે ત્યારે=When they like.
Arbours, n. (આર્બર્સ)=લતામંડપો. Bowers.
Dainty, adj. (ડેઇન્ટી)=મીઠી. Sweet.
Scents, n. (સેન્ટસ)=સુગંધી. Perfume.
Lovely, adj. (લવલી)=સુંદર. Beautiful.
To fade, v. i. (ટુ ફેઇડ)=કરમાવું. To wither.
To glitter, v. i. (ટુ ગ્લીટર) પ્રકાશવું. To shine.
Glow-worms, n. (ગ્લો-વર્મ્સ)=આગીઆ.
Shade, n. (શેઇડ)=પડછાયો, અંધારૂં. Darkness.
Gifted, adj.(ગીફ્ટેડ)=કુદરતી બક્ષીસ મળેલી,Endowed by nature.
Tongues, n. (ટંગ્ઝ)=જીભ.
Tales, n. (ટેઇલ્સ)=વાર્તાઓ. Stories.
Pretty, adj. (પ્રેટી)=સુંદર. Beautiful.
Dwarfs, n. (ડવાર્ફ્સ)=વેંતીયા માણસો. Pigmies.
Dales, n. (ડેઇલ્સ)=ખીણો. Valleys.
Weaves her rings. (વીવ્ઝ હર રીન્ગ્ઝ)=કડી વર્તુળો બનાવે છે (=જાદુઇ લાકડી ગોળ ફેરવે છે) Makes circles with the wand.
Ugly, adj. (અગ્લી)=કદરૂપી. Deformed.
Glaring, adj. (ગ્લૅરીંગ)=ચળકતી. Sparkling.
To growl, v. i. (ટુ ગ્રાઉલ)=ઘુરકવું. To snarl.
Dreadful, adj. (ડ્રેડફુલ)=ભયંકર. Terrible.
Ogres, n. (ઓગર્સ)=માણસનો ભક્ષ કરનાર રાક્ષસો. Men-eating giants.
Crual, adj. (ક્રુઅલ)=ઘાતકી. Wicked.
Knives, n. (નાઇવ્ઝ)=છરાઓ. (Knife નું બહુવચન ).
To shed, inf. (ટુ શેડ)=પાડવાને. રેડવાને. To let fall.
Blood, n. (બ્લડ)=લોહી.
Stormy, adj. (સ્ટૉર્મી)=તોફાની. Tempestuous.

Waves, n. (વેવ્ઝ)=મોજાં.
Rush on=ધસી આવે છે=Come up fast.
To drown, inf. (ટુ ડ્રાઉન)=ડુબાડવાને. To sink.
Raging, adj. (રેઇજીંગ)=જોસથી બળતા. Burning fiercely.
Scorching, pre. p. (સ્કૅાર્ચીંગ)=દઝાડતા. Burning.
Fierce, adj. (ફીઅર્સ)=ઝનુની. Wild.
Dragons, n. (ડ્રેગન્સ)=પાંખવાળા સાપ. Winged serpents.
To hover, v. i. (ટુ હૅાવર)=ભમવું. To fly about.
Serpents, n. (સર્પેન્ટસ)=સાપ. Snakes.
To crawl, v. i. (ટુ ક્રૅાલ)=પેટે ચાલવું. To creep.
Gloom, n. (ગ્લુમ)=અંધકાર. Darkness.
Wish the long black gloom away=લાંબુ અંધારૂં જતું રહે એમ ઇચ્છે છે=Desire that the long and black darkness should disappear.
Dark, n. (ડાર્ક)=અંધારૂં. Darkness.

એક નાની પરી રાત્રે આવે છે. તેની આંખો આસમાની છે. તેના વાળ બદામી છે, અને તે પોતાની પાંખો ઉપર રૂપેરી ટપકાં સાથે ચંદ્રમામાંથી પાંખો ફફડાવતી નીચે આવે છે.

તેની પાસે એક નાની રૂપાની જાદુઈ લાકડી છે. અને જ્યારે સારૂં છોકરૂં સુઇ જાય છે ત્યારે તે પોતાની જાદુઈ લાકડી જમણી ગમથી ડાબી ગમ ફેરવે છે અને તેના ( છોકરાના ) માથા ફરતું કુંડાળું કરે છે.

અને પછી તેને ( છોકરાને ) ખુશનુમા ચીજોનાં સ્વપ્નાં આવે છે—જેવાં કે પરીઓની માછલીથી ભરેલા ફુવારાનાં અને ઝાડનાં કે જેને ( ઝાડને ) સ્વાદિષ્ટ ફળ હોય છે અને જે પોતાની ડાળીઓ મરજી માફક નમાવે છે. જે સુંદર ફુલો કદી કરમાય નહિ તેમની મીઠી સુગંધીથી ભરેલા લતા મંડપોનાં; ચકચક થતી માખીઓ કે જે સૂર્યના

તડકામાં પ્રકાશે છે તેમનાં અને અંધારામાં ચળકતા આગીઆનાં; ગીત ગાવા અને વાતો કહેવા માટેની કુદરતી બક્ષીસવાળી જીભોવાળાં પક્ષીઓનાં અને પરીઓની ટેકરીઓ તથા ખીણોમાંથી રસ્તો બતાવવાને સુંદર વેંતીઆઓનાં.

પણ જ્યારે ખરાબ છોકરૂં સુઇ જાય છે ત્યારે તે ડાબી ગમથી જમણી ગમ કુંડાળાં કરે છે અને પછી આખી રાત તેને ફક્ત કદરૂપી અને બીહામણી ચીજોનાં સ્વપ્નાં આવે છે.

ત્યારે સિંહો ચળકતી આંખો સાથે આવે છે અને વાઘ ઘુરકે છે. ( તે ) ભયંકર અવાજ ( હોય છે ); અને માણસોનો ભક્ષ કરનાર રાક્ષસો છોડીઓ અને છોકરાઓનાં લોહી રેડવાને પોતાના ઘાતકી છરા કાઢે છે. ત્યારે તોફાની મોજાં ડુબાડવાને ધસી આવે છે અને જોસથી બળતા ભડકા આજુબાજુ દઝાડતા આવે છે. ઝનુની પાંખોવાળા સાપ હવામાં ભમે છે અને સાપ જમીન ઉપર ( પેટે ) ચાલે છે. પછી દુષ્ટ છોકરા જાગે છે અને રડે છે અને લાબો કાળો અંધકાર જતો રહે એમ ઇચ્છે છે. પણ સારા છોકરાને અંધકાર ગમે છે અને તેમને રાત દિવસના જેવી ખુશનુમા લાગે છે.

---

# Lesson 21.

At all=બીલકુલ, જરાએ.

Jason might well love Medea=જેસન મીડીઆને ચાહે તે વાસ્તવિક હતું=Jason was right in loving Medea.

## The Date-palm=ખજુરીનું ઝાડ.

Date–palm, n. (ડેઇટ–પામ)=ખજુરીનું ઝાડ.

Chiefly, adv. (ચીફ્લી)=મુખ્યત્વે કરીને. Mainly.

Fertile, adj. (ફર્ટાઇલ)=ફળદ્રુપ. Fruitful.

Patches, n. (પૅચીસ)=ટુકડા. Plots.

Oases, n. (ઓએસીસ)=રણમાં લીલોતરીવાળી જગ્યા. Fertile spots in a desert.
Sandy, adj. (સૅન્ડી)=રેતાળ. Full of sand.
Deserts, n. (ડેઝર્ટ્સ)=રણો. Sandy plains.
Height, n. (હૈઘ્ટ)=ઉંચાઇ. (Noun from adj. 'High'.)
Except, prep. (એક્સેપ્ટ)=શિવાય. But.
Cluster, n. (કલસ્ટર)=ઝુમખો. Bunch.
Springing, pre. p. (સ્પ્રીન્ગીન્ગ)=ફુટી નીકળતાં. Issuing.
Stem, n. (સ્ટેમ)=થડ. Trunk.
Ribs, n. (રીબ્ઝ)=સળીઆ. Thin bars.
Umbrella, n. (અમ્બ્રેલા)=છત્રી.
Bending. pre. p. (બેન્ડીંગ)=નમેલી. Bowing.
Gracefully, adv. (ગ્રેસફુલી)=સુંદર રીતે. Beautifully, nicely.
Oval, adj. (ઓવલ)=ઇંડાના આકારનું. Egg-shaped.
Shape, n. (શેઇપ)=આકાર. Form.
Stone, n. (સ્ટોન)=ઠળીઓ. The inner hard substance [ of a fruit.
Golden, adj. (ગોલ્ડન)=સોનેરી.
Colour, n. (કલર)=રંગ. Hue.
Pleasant, adj. (પ્લેઝન્ટ)=મધુર. Sweet.
Taste, n. (ટેઇસ્ટ)=સ્વાદ. Scent, n. (સેન્ટ)=સુગંધ. Odour.
Are laden with=ભરેલાં હોય છે=Are full of.
Ripe, adj. (રાઇપ)=પાકાં.
Sight, n. (સાઇટ)=દેખાવ. View, Scene.
Arabs, n. (આરબ્ઝ)=આરબો. People of Arabia.
They may well love it.=તેઓ તેને ચાહે તે યોગ્ય છે=It is proper that they love it.
Vast, adj. (વાસ્ટ)=વિશાળ. Wide.

Tracts, n. (ટ્રેક્ટસ)=પ્રદેશ. Regions.
Provides, v. t. (પ્રોવાઇડ્ઝ)=પુરો પાડે છે. Supplies.
Drink, n. (ડ્રીન્ક)=પીણું.
Shade, n. (શેઇડ)=છાંયો. Shadow. [ houses.
Timber, n. (ટીમ્બર)=ઇમારતી લાકડું. Wood for building
Serve, v. t. (સર્વ)=કામ લાગે છે. Is useful.
Syrup, n. (સીરપ)=શરબત. રસ. Juice.
Wine, n. (વાઇન)=દારૂ.
Vinegar, n. (વીનીગર)=સરકો. A sour liquid.
Seeds, n. (સીડ્ઝ)=ઠળીઆ.
Are ground, v. t. (આર ગ્રાઉન્ડ)=દળવામાં આવે છે. Are pounded. (To grind, ground, ground.)
Powder, n. (પાઉડર)=ભુકો. Dust.
In place of=ની જગ્યાએ=Instead of.
Coffee, n. (કૅાફી)=કાફી. બુંદ.
Is pressed out, v. t. (ઇઝ પ્રેસ્ડ આઉટ)=પીલી કાઢવામાં આવે છે. Is squeezed out.
Necessary, adj. (નેસેસરી)=જરૂરનો. Needfull.
Fibres, n. (ફાઇબર્સ)=રેસા. Threads.
Are twisted into, v. t. (આર ટવીસ્ટેડ ઇન્ટુ)=નાં ગુંથવામાં આવે છે. Are knitted into.
Cords, n. (કૅાર્ડ્ઝ)=દોરડાં. Ropes. [ leaves.
Leaf stalks, n. (લીફ-સ્ટૅાક્સ)=પાંદડાની દાંડીઓ. Stems of
Are woven, v. t. (આર વોવન)=વણવામાં આવે છે.
Baskets, n. (બાસ્કેટસ)=ટોપલીઓ.
Easily, adv. (ઇઝીલી)=સહેલાઇથી. Without difficulty.
Be gathered, v. t. (બી ગેધર્ડ)=એકઠી કરાય. Be collected.

Straight, adj. (સ્ટ્રેઇટ)=સીધું. Erect.
Bare, adj. (બૅર)=ઉજડ. ડાળાંપાંખડાં વગરનાં. Without leaves.
Branches, n. (બ્રૅન્ચીઝ)=ડાળીઓ. Boughs.
Climber, n. (ક્લાઇમ્બર)=ચઢનાર. One who climbs.
Knots, v. t. (નૅાટસ)=ગાંઠ વાળે છે. Fastens with a knot.
Notches, n. (નૅાચીઝ)=ખાંચા. Nichs.
Distance, n. (ડીસ્ટન્સ)=અંતર. છેટું.
At equal distances=સરખે અંતરે. At equal intervals.
Rests, v. i. (રેસ્ટસ)=રહેલું હોય છે. Is supported.
Picks, v. t. (પીક્સ)=ચુંટે છે. Takes off.
Drops, v. t. (ડ્રૅાપ્સ)=નાંખે છે. Throws.
Is stretched, v. t. (ઇઝ સ્ટ્રેચ્ડ)=પાથરેલું હોય છે. Is spread.
Have ceased, v. t. (હૅવ સીઝડ)=બંધ થાય છે. Have stopped.
Spring, n. (સ્પ્રીંગ)=ઝરો. Stream. [ in a desert.
Oasis, n. (ઓએસીસ)=રણમાં લીલોતરીવાળી જગા. Green plot.
Spot, n. (સ્પૅાટ)=જગા. Place.

ખજુરીનાં ઝાડ જેટલાં ઉપયોગી બીજાં ઘણાં ઝાડ નથી. દુનીયાના ઘણા ગરમ ભાગોમાં તે ઉગે છે; પણ મુખ્યત્વે કરીને ઉત્તર આફ્રિકામાં લીલોતરીવાળી જગાઓ કહેવાતા જમીનના નાના ફળદ્રુપ ટુકડાઓ જે વિશાળ રેતાળ રણોમાં માલમ પડે છે તેના ઉપર ઉગે છે.

ખજુરીનું ઝાડ ચાલીસથી સાઠ ફીટ જેટલું ઉંચે ઉગે છે અને તેને મથાળા સિવાય (બીજે) પાંદડાં હોતાં નથી. ત્યાં છત્રીના સળીયાની માફક થડમાંથી ફુટી નીકળતાં અને જમીન તરફ સુંદર રીતે વળેલાં મોટાં પાંદડાંનો ઝુમખો આપણને માલમ પડે છે.

(તેનું) ફળ જે મોટા અને ભારે ઝુમખામાં ઉગે છે તે ઇંડાના આકારનું અને કઠણ ઠળીયાવાળું સુંવાળું હોય છે. તે રંગમાં સોનેરી હોય છે અને જયારે તાજું હોય છે ત્યારે તેનો સ્વાદ અને સુગંધ મીઠી

હોય છે. જયારે ઝાડ પોતાનાં પાકાં ફળોથી ભરેલાં હોય છે ત્યારે તેઓ ઘણો સુંદર દેખાવ આપે છે.

આરબો જે ઉત્તર આફ્રીકામાં રહે છે તેઓ ખજુરીને ઘણી ચાહે છે અને તેને 'રણનો રાજા' કહે છે. તેઓ તેને ચાહે તે વાસ્તવિક છે; કેમકે તે એક જ ઝાડ છે કે જે તેઓ જેના ઉપર ભટકે છે તે વિશાળ રેતાળ પ્રદેશોમાં ઉગે છે.

ખજુરી વગર આરબો રણમાં બીલકુલ રહી શકે નહિ. તે તેમને ખોરાક, પીણું, છાયા અને ઇમારતી લાકડું પૂરૂં પાડે છે. ખારેકો ઘણી રીતે તેમના ખોરાકમાં કામ લાગે છે. તેઓ તેમને તાજી ખાય છે અને તેઓ તેમને સુકી ખાય છે.

તેઓ પોતાના ચોખા સાથે ખજુરીનું મધ કહેવાતું શરબત કે જે તાજા ફળમાંથી બનાવવામાં આવે છે તે ખાય છે. આ શરબતમાંથી તેઓ દારૂ અને સરકો બનાવે છે. ઠળીયા પણ ફેંકી દેવામાં આવતા નથી, પણ તેમનો પીસીને ભુકો કરવામાં આવે છે, કે જે ભુકો કૉફીને બદલે વપરાય છે. કેટલીક વખત તેમાંથી તેલ પીલી કાઢવામાં આવે છે.

પાંદડાં જે ગરમ સુકા રણમાં જરૂરી છાંયડો આપે છે તે બીજી રીતે ઘણાં ઉપયોગી છે. રેસાઓનાં મજબુત દોરડાં વણવામાં આવે છે અને પાંદડાંના દાંડાની ટોપલીઓ તથા ચટાઇઓ ગુંથવામાં આવે છે. તેઓ ખજુરીના થડને ઇમારતી લાકડા તરીકે વાપરે છે.

ખજુરીના ઝાડનાં ફળ સહેલાઇથી થઇ શકતાં નથી. કેમકે ઝાડ ઘણું ઉંચું હોય છે અને ખારેકો ફક્ત ટોચે ઉગે છે. થડ પણ સીધું અને પાંદડાં વગરનું હોય છે અને ડાળીઓ હોતી નથી. તેથી ખજુરીના ઝાડ ઉપર ચઢવું તે કઠણ છે.

ચઢનાર મજબુત દોરડું લે છે અને પોતાની પીઠ તથા હાથ નીચે પસાર કરે છે. પછી તે તેના બે છેડા ઝાડની ફરતા ભેગા કરે છે અને તેમની મજબુત ગાંઠ વાળે છે. પછી તે જુના પાંદડાના દાંડાને લીધે પડેલા ખાંચાઓમાંના એકમાં દોરડું ભરાવે છે. આ ખાંચા ઝાડ ઉપર બધે સરખે અંતરે માલુમ પડે છે.

પછી તે જે ખાંચામાં દોરડું હોય છે તેના ઉપર પોતાનું માથું આવે ત્યાંસુધી હાથ અને ઘુંટણ વડે ચઢે છે. એક હાથે પકડી રાખીને તે દોરડાને બીજા ખાંચામાં ખસેડે છે અને આ રીતે ઝાડની ટોચે પહોંચે ત્યાંસુધી તે ઉપર ચઢયે જાય છે.

જ્યારે તે ટોચ ઉપરના પાંદડાના ઝુમખા પાસે પહોંચે છે ત્યારે તે ફળના મોટા ઝુમખાઓ તોડે છે અને ઝાડ નીચે જે લુગડું પાથરેલું હોય છે તેમાં તેમને નાંખે છે.

ખજુરીનું ઝાડ વીસ કે પચીસ વર્ષનું થાય ત્યાં સુધી બહુ સારાં ફળ આપતું નથી. કેટલાંક ઝાડ બસો વરસ સુધી જીવે છે ( રહે છે). પણ તે મુદત કરતાં ઘણાં વહેલાં તેઓ સારી ખારેકો આપતાં અટકી જાય છે.

બીજા ચિત્રમાં રણમાં ઉગતાં ખજુરીનાં ઝાડ તમે જુઓ છો. (તેમાં) પાણીનો એક ઝરો છે જે જમીનને ફળદ્રુપ કરે છે અને ઘાસ તથા ઝાડ સારી રીતે ઉગે છે. આ લીલી જગ્યાને 'ઓએસીસ' કહે છે.

# Lesson 22.

By degrees, (બાય ડીગ્રીઝ)=થોડે થોડે. Little by little.

Day after day=ઘણા દિવસ સુધી=For many days.

Dead of night=મધ્ય રાતે=Midnight.

By force, (બાય ફોર્સ)=બળથી. By might.

Trick, n. (ટ્રીક)=ખુબી. Cleverness.

Were at an end=પુરાં થયાં=Were over.

Once more=એક વખત વધારે. One time more.

Tent, n. (ટેન્ટ)=તંબુ. Pavillion.

**The Wooden Horse of troy=ટ્રાયનો લાકડાનો ઘોડો.**

Siege, n. (સીજ)=ઘેરો. Puting an army round a city [ or a fort.

Went on=ચાલુ રહ્યો. Continued.

Take the city=શહેર લેવું=Capture the city.

Cunning, n. (કનીંગ)=યુક્તિબાજ. Crafty.
At last=છેવટે. આખરે.
Thought of=શોધી કાઢી=Found out.
Hoped, v. t. (હોપ્ડ)=આશા રાખતા હતા. Expected.
To overcome, inf. (ટુ ઓવરકમ)=જીતવું. To subdue.
Trojans, n. (ટ્રોજન્સ)=ટ્રોજન લોકો. People of Troy.
Hammers, n. (હૅમર્સ)=હથોડા.
Camp, n. (કૅમ્પ)=છાવણી. The place where an army lives.
Huge, adj. (હ્યુજ)=મોટો. Very big.
Began to rise above the head of=ના માથા ઉપર દેખાવા લાગ્યો=Began to appear higher than.
Soldiers, n. (સોલ્જર્સ)=લડવૈયા. Warriors.
Watched, v. t. (વૉચ્ડ)=જોતા હતા. Saw.
Wonder, n.(વન્ડર)=અજાયબી. Surprise.
Building, n. (બીલ્ડીંગ)=બાંધકામ. Erecting.
Seemed, v. i. (સીમ્ડ)=જણાતું હતું. લાગતું હતું. Appeared.
To waste, v. t. (ટુ વેઇસ્ટ)=નકામો ગાળવો. To spend uselessly.
Was finished, v. t. (વૉઝ ફીનીશ્ડ)=પુરો થયો. Was completed.
To the great joy of the Trojans, they saw=જોઇને ટ્રોજનો ઘણા ખુશી થયા=Trojans were very much pleased to see.
Watchers. n. (વૉચર્સ)=તપાસ રાખનારા. Guards.
Grecian, adj. (ગ્રીશીઅન)=ગ્રીસનાં. Greek.
Fading, pre. p. (ફેઇડીંગ)=અદૃશ્ય થતાં. Disappearing.
In the distance, (ઇન ધી ડીસ્ટન્સ)=ઘણે દૂર=Far away.
Was at an end=પુરો થયો=Was over.
Had been kept=પુરાયા હતા=Were confined.

Crowds, n. (ક્રાઉડ્ઝ)=ટોળાં. Throngs.
Plain, n. (પ્લેઇન)=મેદાન. Open level land.
Free, adj. (ફ્રી)=છુટા. સ્વતંત્ર. At liberty.
To wander, inf. (ટુ વૉન્ડર)=ભટકવાને. To roam.
Gathered, v. i. (ગૅધર્ડ)=ભેગા થયા. Assembled.
Strange, adj. (સ્ટ્રેઇન્જ)=નવાઇ પમાડે તેવા. Wonderful.
Stared, v. i. (સ્ટેર્ડ)=તાકીને જોઇ રહ્યા. Gazed.
Surprise, n. ( સરપ્રાઇઝ )=અજાયબી. Wonder.
Dangerous, adj. (ડેન્જરસ)=જોખમભરેલી. Risky.
To beware, inf. (ટુ બીવેર)=સાવચેત રહેવું. To be cautions.
Idol, n. (આઇડોલ)=મૂર્તિ. Image.
Jeered at, v. i. (જીઅર્ડ ઍટ)=ની મશ્કરી કરી. Laughed at.
Agreed, v. i. (ઍગ્રીડ)=કબુલ થયા. એકમત થયા. Consented.
To drag, inf. (ટુ ડ્રૅગ)=ખેંચીને લઇ જવાને. To haul.
Was hauled, v. t. (વૉઝ હૉલ્ડ)=ઘસડીને લઇ જવામાં આવ્યો. Was dragged.
Too large to go through=માંથી પસાર થઇ શકે તેના કરતાં મોટો=So large that it cannot pass through.
Opening, n.( ઓપનીંગ)=બાકું ( દરવાજો ). Hole ( Gate).
Had to take down=પાડી નાખવાની ફરજ પડી=Were obliged to pull down.
Market-place, n. (માર્કેટ-પ્લેઇસ)=બજાર. Place were market is held.
Night came on=રાત પડી=It was night.
Soundly, adv. (સાઉન્ડલી)=ઘસઘસાટ. Profoundly.
Dimly, adv. (ડીમલી)=ઝાંખો. Not clearly.
Suddenly, adv. (સડનલી)=એકદમ. At once.
Dropped, v. i. (ડ્રૉપ્ડ)=બહાર નીકળી આવ્યો. Came out.

Odysseus, n. (ઑડીસ્યસ)=નામ છે.
Heroes, n. (હીરોઝ)=શૂરવીર માણસો. Brave men.
Heart, n. (હાર્ટ)=મધ્ય ભાગ. Centre.
To capture, inf. (ટુ કૅપચર)=લેવાને. To take.
Silently, adv. (સાઇલન્ટલી)=શાંતિથી. Quietly.
Stole, v. i. (સ્ટોલ)=ચુપકીથી ગયા. Went stealthily.
Comrades, n. (કૅામરેડઝ)=સાથીઓ. Companions.
Trooped, v. i. (ટ્રુપ્ડ)=ભેગા થયા. Assembled.
Fiercely, adv. (ફીઅર્સલી)=ઝનુનથી. Wildly.
All in vain=બધું ફોગટ=To no purpose.
Struggle, n. (સ્ટ્રગલ)=લડાઈ. Fighting.
Was over=પુરી થઈ=Was at an end.
Was burned to the ground=બાળીને જમીનદોસ્ત કરવામાં આવ્યું.
Was siezed, v. t. (વોઝ સીઝડ)=પકડવામાં આવી. Was captured.

હૅકટરના મરણ પછી પણ ટ્રોયનો ઘેરો ચાલુ રહ્યો અને ગ્રીક લોકો ધારવા લાગ્યા કે તેઓ બળથી શહેરનો કબજો લઇ શકશે નહિ. પણ તેઓ ઘણા યુક્તિબાજ લોકો હતા અને આખરે તેઓએ એક યુક્તિ શોધી કાઢી, જેનાથી તેઓ ટ્રોજનોને જીતવાની આશા રાખતા હતા.

દિવસ ઉપર દિવસ હથોડાઓનો અવાજ ગ્રીક કૅમ્પમાં સંભળાતો હતો અને ધીમે ધીમે એક મોટો લાકડાનો ઘોડો સૈનિકોના માથાથી ઉંચે દેખાવા લાગ્યો. શહેરની દિવાલો ઉપર ટ્રોજનો ઘોડાનું બાંધકામ અજાયબીથી જોતા હતા. લાકડાનો ઘોડો બનાવવામાં સૈનિકો પોતાનો વખત ગુમાવે એ તેમને મૂર્ખાઇભરી વાત લાગતી હતી.

આખરે તે પુરો થયો. પછી ટ્રોજનો ગ્રીક લોકોને પોતાનો કૅમ્પ બાળીને હંકારી જતા જોઇને ઘણા ખુશી થયા. તરત જ દિવાલ ઉપર તપાસ રાખનારાઓએ ગ્રીસનાં વહાણોને ઘણે દૂર અદૃશ્ય થતાં જોયાં.

આખરે તે ઘેરાનો અંત આવ્યો! ટ્રોજનો જેઓ દસ વરસના

લાંબા વખત સુધી શહેરની દિવાલોમાં પુરાઈ રહ્યા હતા તેઓ હવે ફરીને પોતાને જ્યાં ફાવે ત્યાં ભટકવાને (ફરવાને) છૂટા થવાથી ખુશી થતા ટોળાબંધ બહાર મેદાનમાં આવ્યા. તેઓ તે અજાયબી પમાડે તેવા ઘોડાની આસપાસ ભેગા થયા અને અજાયબીથી તેની સામે તાકીને જોયું.

કેટલાકે કહ્યું કે, તે જોખમવાળી ચીજ છે અને પોતે તેનાથી ચેતતા રહેવું જોઇએ. બીજાઓએ કહ્યું કે, તે એક મૂર્તિ છે અને તે બનાવવા માટે ગ્રીક લોકોની મશ્કરી કરી. તેને વિષે દરેકને કંઇક કહેવાનું હતું (દરેકે તે સંબંધી કાંઇક કહ્યું) અને આખરે તેઓ બધા તેને શહેરમાં ખેંચી લઈ જવાને એકમત થયા.

ઘોડાને દરવાજા સુધી ખેંચીને લઇ જવામાં આવ્યો, પણ તે એટલો મોટો જણાયો કે દરવાજામાંથી જઇ શકે નહિ. તેઓ ઘોડાને બજારમાં લઈ જઇ શકે તે પહેલાં તેમને દિવાલનો (કેટલોક) ભાગ પાડી નાંખવો પડયો.

રાત પડી અને શહેરના મહોલ્લાઓ શાંત હતા. ભય અને દિલગીરીનાં લાંબાં વરસો પછી બધા લોકો ઘસઘસાટ ઉંઘતા હતા. બજારમાં ઘોડો ઝાંખો દેખી શકાતો હતો.

એકદમ મધરાતે ઘોડાના શરીરમાંથી એક માણસ ધીમેથી બહાર આવ્યો. આ ઓડીસ્યસ હતો. તેની પછી ઘણા (બહાર) આવ્યા. કેમકે લાકડાના ઘોડાનું શરીર ગ્રીક બહાદૂરોથી ભરેલું હતું, અને તેઓ હવે જે શહેર લેવાને પોતે આટલા લાંબા વખત સુધી પ્રયત્ન કર્યો હતો તેના મધ્ય ભાગમાં હતા.

તેઓ શાંતિથી અને ચુપકીથી એક દરવાજે ગયા અને તે ઉઘાડયો. તેમના સાથીઓ જેઓ દિવસે હંકારી ગયા હતા પણ રાત્રે પાછા આવ્યા હતા તેઓ બહાર હતા. હવે તેઓ શહેરમાં ભેગા થયા.

ટ્રોજનો જાગ્યા અને પોતાના દુશ્મનો સામે ઝનુનથી લડયા, પણ બધું ફોગટ (ગયું). લાંબી લડાઇ આખરે પુરી થઇ. પણ ટ્રોજનો માર્યા ગયા અને શહેરને બાળીને જમીનદોસ્ત કરવામાં આવ્યું. હેલનને પકડવામાં આવી અને ગ્રીક રાજા પોતાની સુંદર પત્ની સાથે પોતાને ઘેર પાછો હંકારી ગયો.

# Lesson 23.

Was thought to be=ધારવામાં આવતી હતી=Was considered to be.

Only child=એકનું એક છોકરૂં. Sole child.

Earl, n. (અર્લ)=ઉમરાવ. [ Were considered.

Were supposed, v. t. (વૅર સપોઝડ)=ધારવામાં આવતાં હતાં.

Cousins, n. (કઝીન્સ)=પિત્રાઇઓ. [ નારીજાતિનું રૂપ).

Heiress, n. ( હેરેસ )=વારસ. Sucoessor. ( Heir નું

Confessed, v. t. (કનફેસ્ડ)=કબુલ કર્યું. Owned.

Nephew, n. (નેવ્યું)=ભત્રીજો. Brother's son.

Heir, n. (એર)=વારસ. Due, n. (ડયુ)=હક. Claim.

Right, n. (રાઇટ)=હક. Claim.

Lady, n. (લેડી)=ઉમરાવની સ્ત્રી અથવા પુત્રીને લાગતું વિશેષણ.

**Lady Clare=લેડી કલેર.**

Lilies, n. (લીલીઝ)=કમળો.

Blow, v. i. (બ્લો)=ખીલે છે. Bloom. [ as a lily.

Lily-white, adj. (લીલી વ્હાઇટ)=કમળ જેવી ધોળી. White.

Doe, n. (ડો)=હરણી. A female deer.

Trow, v. t. (ટ્રો)=ધારવું. Believe. Think.

To part, v. i (ટુ પાર્ટ)=છુટા પડવું. To separate.

Scorn, n. (સ્કૉર્ન)=ધીક્કાર. Hatred. [ other.

Lovers, n. ( લવર્સ )=પ્રેમીઓ. Persons who love each

Bettrothed, (બીટ્રોથ્ડ)=વિવાહ કરાએલો. અદરાએલો. Affianced.

To wed, v. i. (ટુ વેડ)=પરણવું. To marry.

Morrow morn,(મૉરો મૉર્ન)=કાલ સવારે.To morrow morning.

Blessing, n. (બ્લેસીંગ)=આશીર્વાદ. Benediction.

Birth, n. (બર્થ)=જન્મ.

For my birth=On account of my being born in a noble family=ઉચા કુટુંબમાં મારા જન્મને લીધે.

Lands, n. (લૅન્ડઝ)=જમીનો. Estate.

Broad, adj. (બ્રૉડ)=વિશાળ. Vast.

Worth, n. (વર્થ)=કિંમત. લાયકાત. Merit.

Comes round=બને છે. Happenes. Takes place.

Are ye out of your mind=તમે ગાંડાં થઇ ગયાં છો ?=Have you become mad. Ye=You.

Wild, adv. (વાઇલ્ડ)=મૂર્ખાઇથી. Foolishly. [ કહું છું.

As God's above=As God is above=ઇશ્વર માથે રાખીને

Truth, n. (ટ્રુથ)=સાચી વાત. Fact.

At my breast, (ઍટ માય બ્રેસ્ટ)=જ્યારે હું તેને ધવરાવતી હતી ત્યારે. When I was suckling her.

Breast, n. (બ્રેસ્ટ)=છાતી.

I speak...I live by bread=હું રોટલી ખાઇને જીવું તે વાત જેટલી સાચી છે તેટલું સાચું હું બોલું છું.=What I say is as true as the fact that I live by taking food.

Buried, v. t. (બેરીડ)=દાટી હતી. Interred.

Stead, n. (સ્ટેડ)=જગ્યા. Place.

Falsely, adv. (ફૅાલ્સલી)=ખોટી રીતે. Wrongly.

Best man=ખરો હકદાર=Rightful heir.

Under the sun.=આ દુનીઆમાં=In this world.

Nay now=હવે એમ ન કર=Don't do so now.

Secret, n. (સીક્રેટ)=રહસ્ય. ભેદ. Mystery.

Keep the secret=ભેદ છુપો રાખજે.

For your life=તારી જીંદગી સુધી=As long as you live.

All you have=જે તારી પાસે છે તે બધું=All that you have got.

Man and wife=ધણીધણીઆણી. Husband and wife.

I dare not lie=હું જુઠું બોલવાની હીંમત કરી શકતી નથી=I cannot tell a lie.

Pull off =ખેંચી કાઢો=Take out.

Brooch, n. (બ્રુચ)=ખોસવાની પીન. Pin.

To fling, v. t. (ટુ ફ્લીંગ)=ફેંકવું. To throw.

Diamond necklace, (ડાયમન્ડ નેકલેસ)=હીરાનો હાર.

All ye can=તારાથી બને તેટલો=As far as possible.

Faith, n. (ફેઇથ)=વફાદારી. Fidelity.

To cleave unto, v. i. (ટુ ક્લીવ અન્ટુ)=ને વળગી રહેવું. To stick to.

Sinned, v. i. (સીન્ડ)=પાપ કર્યું હતું. Committed a sin.

Strange, adj. (સ્ટ્રેઇન્જ)=નવાઇ પમાડે તેવું. Wonderful.

To bless, v. t. (ટુ બ્લેસ)=આશીર્વાદ આપવો. To wish good to.

Ere, conj. (એર)=પહેલાં. Before.

Clad, v. t. (ક્લૅડ)=કપડાં પહેરાવ્યાં. Clothed.

Russet, adj. (રસેટ)=ભુરા લાલ રંગનો. Reddish brown.

Gown, n. (ગાઉન)=ઝભ્ભો. Robe.

Dale, n. (ડેઇલ)=ખીણ. Valley.

Down, n. (ડાઉન)=મેદાન. Plain.

Leapt, v. i. (લેપ્ટ)=કુદી. Jumped.

Dropt, v. t. (ડ્રૉપ્ટ)=નાંખ્યું. Put.

Followed, v. t. (ફૉલોડ)=પાછળ ગઇ. Went after.

Stept, v. i. (સ્ટેપ્ટ)=ચાલ્યો. Walked.

Dropt=Dropped. Stept=Stepped.

Tower, n. (ટાવર)=મીનારો. Lofty building.

To shame, v. t. (ટુ શેઇમ)=કલંક લગાડવું. To disgrace.

Drest=(Dressed)=કપડાં પહેરીને=Clad.

Flower, n. (ફ્લાવર)=સૌથી સુંદર સ્ત્રી. The fairest lady.

Earth, n. (અર્થ)=પૃથ્વી.
Fortunes, n. (ફૉરચ્યુન્સ)=મીલ્કત. Means Of living.
Play me no tricks=મારી મજાક ન કરો. Don't Joke at me.
Riddle, n. (રીડલ)=ઉખાણું. કોયડો. Puzzle.
Hard, adj. (હાર્ડ)=કઠણ. Difficult.
Proudly, adv. (પ્રાઉડલી)=રૂઆબથી. With a lofty mien.
Her heart......not fail=તેણી હિંમત હારી ગઇ નહિ=She did not lose courage.
Laugh, n. (લાફ)=હાસ્ય. [ relation.
Next in blood, (નેક્સ્ટ ઇન બ્લડ)=નજીકનો સગો. Nearest
Lawfull, adj. (લૉફુલ)= હકદાર. Rightful.

જ્યારે કમળનાં ફુલો ખીલે છે અને વાદળાં છેક ઉંચે હવામાં હોય છે એ વખત હતો. લૉર્ડ રેનાલ્ડ પોતાની પિત્રાઇ બેન લેડી કલેરને આપવા માટે કમળના જેવી ધોળી હરણી લાવ્યો.

હું ધારૂં છું કે, તેઓ અણગમાથી છૂટાં પડયા નહિ. તેઓ લાંબા વખતથી અદરાએલાં પ્રેમીઓ હતાં. તેઓ બે કાલે સવારે પરણશે. ઇશ્વરનો આશીર્વાદ તે દિવસ ઉપર હો.

લેડી કલેરે કહ્યું, "તે મારા ઉંચા કુળમાંના જન્મને લીધે કે મારી આટલી બધી વિશાળ અને સારી મીલ્કતને લીધે ચાહતો નથી. તે મને મારી પોતાની ખરી લાયકાતને લીધે ચાહે છે અને તે સારૂં છે."

ઘરડી આયા એલીસ અંદર આવી અને કહ્યું; "આ તારી પાસેથી ગયો તે કોણ હતો?" લેડી કલેરે કહ્યું, "તે મારો પિત્રાઇ ભાઇ છે અને કાલે તે મારી સાથે પરણવાનો છે."

આયા એલીસે કહ્યું, "હું પ્રભુનો આભાર માનું છું. તે બધું બરાબર અને વ્યાજબી બને છે. લૉર્ડ રેનાલ્ડ તારી બધી મિલ્કતનો વારસ છે. અને તું લેડી કલેર નથી. (ઉમરાવની દીકરી કલેર નથી)."

લેડી કલેરે કહ્યું, "મારી આયા! મારી આયા! તું શું ગાંડી

થઈ ગઈ છું કે આવું મૂર્ખાઇ ભરેલું બોલે છે ?" આયા એલીસે કહ્યું, "પ્રભુને માથે રાખીને કહું છું કે હું સાચું બોલું છું. તું મારૂં બાળક છે."

"તે ઘરડા ઉમરાવની પુત્રી મને ધાવતાં ધાવતાં મરી ગઇ હતી. હું રોટલી ખાઇને જીવું છું તે જેટલું સાચું છે તેટલું જ સાચું હું બોલું છું. મેં તેને મારા પોતાના વ્હાલા બાળકની માફક દાટી હતી અને તેની જગ્યાએ મારા બાળકને મૂક્યું હતું. (ગોઠવી દીધું હતું.)"

તેણે કહ્યું, "ઓ મા ! જો આ ખરૂં હોય તો ખરા હકદારને પોતાના હકથી આટલાં બધાં વરસો સુધી દૂર રાખવાનું આ તેં ઘણું ખોટું કર્યું છે.

આયા એલીસે કહ્યું, "મારા બાળક ! હવે એમ ન કર. પણ તું જીવે ત્યાંસુધી આ ભેદ છુપો રાખજે અને જ્યારે તમે ધણી-ધણીઆણી થશો ત્યારે જે બધું તારૂં છે તે લૉર્ડ રેનાલ્ડનું થશે."

તેણે કહ્યું, "જો હું ભીખારી જન્મી છું તો હું તે કહી દઇશ. કેમકે હું જુઠું બોલવાની હિંમત કરી શકતી નથી. (આ) સોનાની પીન કાઢી નાંખો અને હીરાનો હાર ફેંકી દો."

આયા એલીસે કહ્યું, "મારા બાળક ! હવે એમ ન કર. પણ ભેદ જેટલો તારાથી બને તેટલો છુપો રાખ."

લેડીએ જવાબ આપ્યો, "એમ નહિ. પણ હું જાણવા માગું છું કે માણસમાં કાંઈ વફાદારી છે કે નહિ."

આયા એલીસે કહ્યું, "હવે એમ ન કર. શો વિશ્વાસ ? તે માણસ પોતાના હકને વળગી રહેશે." લેડીએ જવાબ આપ્યો, "અને હું આજ રાતે મરી જઉં તો ભલે પણ તે તેને મળશે."

તેણે કહ્યું, "તો પણ તારી વ્હાલી માતાને એક ચુંબન કરવા દે. અફસોસ ! મારા બાળક ! મેં તારા માટે પાપ કર્યું છે." તેણે કહ્યું, "ઓ મારી માતા ! માતા! તે મને ઘણું નવાઈ જેવું લાગે છે."

"મારી વ્હાલી માતા ! તોપણ જો આ તેમ હોય તો મારી વ્હાલી માતા માટે ચુંબન આ રહ્યું. અને મા ! હું જાઉં તે પહેલાં તારો હાથ મારા ઉપર મૂક અને મને આશીર્વાદ આપ."

તેણે ભુરા લાલ રંગનો ઝભ્ભો પહેર્યો. તે હવે વધુ વખત લેડી ક્લેર ન હતી. તે ખીણ અને મેદાનમાં થઇને પોતાના હાથમાં ગુલાબનું એક જ ફુલ રાખીને ચાલી.

કમળના જેવી ધોળી હરણી જે લૉર્ડ રેનાલ્ડ લાવ્યો હતો તે જ્યાં પડી હતી ત્યાંથી કુદી અને પોતાનું માથું તે કુમારીકાના હાથમાં નાંખ્યું અને આખે રસ્તે તેની પાછળ ગઇ.

લોર્ડ રેનાલ્ડ પોતાના મિનારા ઉપરથી નીચે ઉતર્યો. "ઓ લેડી ક્લેર! તું તારી લાયકાતને લજાવે છે. તું જે પૃથ્વી ઉપર પુષ્પ (=સૌથી સુંદર સ્ત્રી) છે તે આમ ગામડીયણ કુમારીના જેવો પોષાક પહેરીને શા માટે આવી છું.?"

તેણે કહ્યું, "જો હું ગામડીયણ કુમારીના જેવો પોષાક પહેરીને આવી છું તો તે મારી મીલ્કતના પ્રમાણમાં જ છે. હું ભિખારી જન્મી છું અને લેડી ક્લેર નથી.

લોર્ડ રેનાલ્ડે કહ્યું, "મારી મશ્કરી ના કર. કેમકે હું વચન અને કર્મથી તારો છું." લોર્ડ રેનાલ્ડે કહ્યું, "મારી મશ્કરી ના કર. તારો કોયડો ઉકેલવો કઠણ છે."

અહા! તે રૂઆબથી ઉભી રહી. તેનું હૃદય હિંમત હાર્યું નહિ. તેણે લોર્ડ રેનાલ્ડની આંખો સામે જોયું અને તેને પોતાની આયાની બધી વાત કહી.

તે આનંદથી ભરેલા તુચ્છકારથી હસ્યો. તે જ્યાં ઉભી હતી ત્યાં તે ફર્યો અને તેને ચુંબન કર્યું. તેણે કહ્યું, "જો તું વારસ જન્મી ન હોઉં અને હું નજીકનો સગો હોઉં—જો તું વારસ ન જન્મી હોઉં અને હું કાયદેસર વારસ હોઉં તો આપણે બે કાલે સવારે પરણીશું અને તમે હજુએ લેડી ક્લેર રહેશો. (ઉમરાવની પુત્રી તથા સ્ત્રી લેડી કહેવાય છે. ક્લેર ખરી રીતે નર્સની પુત્રી હતી તેથી લેડી કહેવાય નહિ; પણ તે લૉર્ડ રેનાલ્ડ સાથે પરણે તો તેની પત્ની તરીકે લેડી કહેવાય.)

---

# Lesson 24.

Was going to drink=પીવા જતું હતું. પીવાની તૈયારીમાં હતું.
To haul, v. t. (ટુ હૉલ)=વસડીને લઇ જવું. To drag.
Would you like ?=તમે પસંદ કરશો ?
Monarch, n. (મૉનાર્ક)=રાજા. Ruler.
Crown, n. (ક્રાઉન)=મુગટ.
Are tired=થાકી ગયા હોય છે=Are fatigued.
Towards the end=છેડે. પાછલા ભાગમાં.
At least=ઓછામાં ઓછા.
Boys had better slates with frames=છોકરાઓ ચોકઠાં વાળી સ્લેટો હોત તો સારૂં=It would have been better if the boys had slates with frames.

## A Bookseller=ચોપડી વેચનાર.

Bookseller,n.(બુકસેલર)=ચોપડી વેચનાર.One who sells books.
Kuchperwanipore, n. (કુચપરવનીપુર)=શહેરનું નામ છે.
Government, n. (ગવર્મેન્ટ)=સરકાર. (સરકારી)
Piece, n. (પીસ)=કકડો.
Classroom, n. (ક્લાસરૂમ)=વર્ગનો ઓરડો. Room of the class.
Form, n. (ફૉર્મ)=ધોરણ. Standard.
Fastened, v. t. (ફૅસન્ડ)=ચોઢયો. Fixed.
Messrs, n. (મેસર્સ)=મેસર્સ. (Mr. નું બહુવચન.)
&=and. Co=Company, (કંપની)=કંપની.
Publishers, n. (પબ્લીશર્સ)=પ્રસિદ્ધ કર્તા. Those who publish books.
Catalogue, n. (કૅટલોગ)=ટીપ. List.
Elimentary, adj. (એલીમેન્ટરી)=પ્રાથમિક. Rudimentary.
Arithmetic, n. (એરિથમૅટીક)=અંકગણિત.

Price, n. (પ્રાઇસ)=કિંમત. Value.
As. એ Annas (આનાઝ)=આનાઓનું ટુંકું રૂપ છે.
Complete, adj. (કમ્પ્લીટ)પૂરો. Entire.
Course, n. (કોર્સ)=અભ્યાસક્રમ. Curriculum.
Geography, n. (જીયોગ્રાફી)= ભૂગોળવિદ્યા.
Coloured, adj. (કલર્ડ)=રંગીન.
History, n. (હીસ્ટરી)=ઇતિહાસ.
Plays, n. (પ્લેઝ)=નાટકો. Dramas.
Notes, n. (નોટસ)=ટીકા. Annotations.
Shakespears, n. (શેકસપીઅર)=ઈંગ્લાંડનો મહાન કવિ.
Translated, p. p. (ટ્રાન્સ્લેટેડ)=તરજુમો કરેલો.
Poems, n. (પોએમ્સ) કાવ્યો.
I am going to be a bookseller=હું ચોપડી વેચનાર થાઉં છું.
Customer, n. (કસ્ટમર)=ગ્રાહક. ઘરાક. Buyer.
Good-morning, n. (ગુડ-મૉર્નીંગ)=સવારની સલામ.
Pupil, n. (પ્યુપીલ)=નિશાળીઓ. Student.
Hands, v. t. (હૅન્ડઝ)=આપે છે. Gives.
It contains, (ઇટ કન્ટેઈન્સ)=તેમાં છે. It has in it.
Plenty, adj. (પ્લેન્ટી)=પુષ્કળ. Numerous.
Rules, n. (રૂલ્સ)=નિયમો. [ contains.
I see that it does=હું જોઉં છું કે તે તેમાં છે=I see that it
Examples, n. (એક્ઝામ્પલ્સ)=દાખલા. Sums. [ weighing.
Weights, n. (વેઈટસ)=જોખવાનાં માપ. Standards for
Measures, n. (મેઝર્સ)=માપ.
Professor, n. (પ્રોફેસર)=ગુરૂ. પ્રોફેસર. Teacher.
Change, n. (ચેઇન્જ)=પરચુરણ. છુટા. બાકીના પૈસા.
Presidency college, n. (પ્રેસીડેન્સી કૉલેજ)= કૉલેજનું નામ છે.
Physical, adj. (ફીઝીકલ)=કુદરતી. Natural.

Features, n. (ફીચર્સ)=રચના. Structure.
Heights, n. (હાઇટ્સ)=ઉંચાઇઓ.
Level, n. (લેવલ)=સપાટી. [ country.
Presidencies, n. (પ્રેસીડેન્સીઝ)=ઇલાકા. Divisions of a
States, n. (સ્ટેઇટસ)=દેશી રાજ્યો. Native kingdoms.
Northern, adj. (નોર્ધર્ન)=ઉત્તરનો.
Scale, n. (સ્કેઇલ)=માપ. Measure.
Towards the end of his life=જ્યારે તે બહુ ઘરડો થયો ત્યારે=When he was very old.
Volume, n. (વૉલ્યુમ)=ગ્રંથ. Book.
Later, adj. (લેટર)=પાછળનાં.
Certainly, adv. (સર્ટનલી)=નક્કી. Surely.
Get into=દાખલ થાય. Enter. He had better have=જો તેની પાસે હોય તો સારૂં=It would be better for him to have.
Present, n. (પ્રેઝન્ટ)=બક્ષીસ. ભેટ. Gift.
To recommend, v. t. (ટુ રેકમેન્ડ)=ભલામણ કરવી. To mention as worthy.
Dear, adj. (ડીઅર)=મોંઘી. Costly.
Make me out a bill=મારૂં બીલ તૈયાર કરી આપો=Prepare the bill that I have to pay.
Following, adj. (ફૉલોઇંગ)=નીચેનું.
Dr.=Debtor=ને ખાતે જમે. [ excepted.
E. E. O. E.=ભૂલચૂક લેવી દેવી=Errors and ommissions
Received, (રીસીવ્ડ)=લીધા છે=Have taken.

એક દહાડો કુચપરવનીપુરની સરકારી હાઇસ્કુલના હેડમાસ્તર ત્રીજા ધોરણના વર્ગમાં એક મોટો કાગળનો કટકો લાવ્યા અને તેને દિવાલ ઉપર ચોંટાડયો. તેમાં જે લખ્યું હતું તે વાંચવાનું છોકરાઓને કહ્યું અને તેઓએ જે વાંચ્યું તે આ પ્રમાણે છેઃ—

# મૅસર્સ ગોવિંદ રમણની કુંપની.

## ચોપડી વેચનારા અને પ્રસિદ્ધ કરનારા.

| સૂચીપત્ર. | કિંમત. |
|---|---|
| અંકગણિતનાં મૂળતત્ત્વો. | ૪ આના. |
| અંકગણિતનો સંપૂર્ણ અભ્યાસક્રમ. | ૮ આના. |
| ચાર રંગીન નકશાવાળી હિંદુસ્તાનની ભૂગોળ. | ૧૨ આના. |
| આઠ રંગીન નકશાવાળી જગતની ભૂગોળ. | ૧ રૂપીઓ. |
| હિંદુસ્તાનનો ઇતિહાસ. | ૧૨ આના. |
| ઇંગ્લાંડનો ઇતિહાસ. | ૧૨ આના. |
| શેકસપીઅરનાં નાટકો, અર્થ સહિત, દરેકના. | ૧૨ આના. |
| રંગીન ચિત્રોવાળું અરેબીઅન નાઇટસ. | રૂ. ૧-૮ આના. |
| રામાયણ, અંગ્રેજી ભાષાંતર કરેલું. | ૧ રૂપીઓ. |
| લૉર્ડ ટેનીસનનાં કાવ્યો. | ૮ આના. |

હેડમાસ્તરે કહ્યું, "હવે હું ચોપડી વેચનાર થાઉં છું. ના. તમારામાંથી એક ચોપડી વેચનાર થાય. ગોવિંદ, તું ચોપડી વેચનાર થા. આવો અને અહીં સૂચીપત્ર પાસે ઉભા રહો. હું તમારો પહેલો ગ્રાહક થઇશ. સાહેબજી, મી૦ ગોવિંદ, તમારી દુકાનમાં કઇ ચોપડીઓ છે?"

નિશાળીઓ—સાહેબ, સૂચીપત્ર આ રહ્યું.

હેડમાસ્તર—અંકગણિતનો સંપૂર્ણ અભ્યાસક્રમ મને જોવા દો. (નિશાળીઓ તેમને ચોપડી આપે છે). તે કોણે પ્રસિદ્ધ કરી છે?

પહેલો નિશાળીઓ—સાહેબ, અમે પોતે. તે ઘણી સારી ચોપડી છે અને સઘળી રીતના પુષ્કળ દાખલા એમાં છે.

હેડમાસ્તર—હું જોઉં છું કે તેમાં તે છે; પણ અંગ્રેજી વજન, માપ અને નાણાંના તેમાં ઘણા જ દાખલા છે અને હિંદી નાણાંના તેમાં ઘણા જ થોડા છે. હું તે નહિ ખરીદું. અને શેકસપીઅરનું 'કીંગ જોન' બતાવો. મેં તે નાટક કદી વાંચ્યું નથી અને મને તે વાંચવાનું ગમશે.

પહેલો નિશાળીઓ—આ ચોપડી પણ અમે પ્રસિદ્ધ કરી છે અને તેના અર્થ પ્રેસીડેન્સી કાલેજના અંગ્રેજીના પ્રોફેસરે લખ્યા છે.

હેડમાસ્તર—તે અર્થ ઘણા સારા જણાય છે. હું આ ચોપડી ખરીદીશ. આ પાંચ રૂપીઆની નોટ છે. મહેરબાની કરીને મને બાકીના પૈસા પાછા આપો.

પહેલો નિશાળીઓ—સાહેબ આપનો ઉપકાર થયો. બાકીના ચાર રૂપીઆ ને ચાર આના આ રહ્યા.

બીજો નિશાળીઓ—મી૰ ગોવિંદ, મારે હિંદુસ્તાનની ભૂગોળ જોઇએ છે.

પહેલો નિશાળીઓ—ચાર સુંદર રંગીન નકશાઓવાળી આ ઘણી સારી છે. પહેલો આ હિંદુસ્તાનની કુદરતી રચના અને (તેમાં) જુદા જુદા રંગો દરીઆની સપાટીથી જુદી જુદી ઉંચાઇઓ બનાવે છે. બીજો ઇલાકા અને દેશી રાજ્યો બતાવે છે. ત્રીજો હિંદુસ્તાનનો ઉત્તર ભાગ મોટા માપમાં બતાવે છે અને ચોથો દક્ષિણ ભાગ તથા બ્રહ્મદેશ બનાવે છે.

બીજો નિશાળીઓ—હું તે ખરીદીશ. મહેરબાની કરીને મને રૂપીઆના બાકીના પૈસા આપો.

પહેલો નિશાળીઓ—આ ચાર આના રહ્યા.

ત્રીજો નિશાળીઓ—મને 'લોર્ડ ટેનીસનનાં કાવ્યો' ગમશે.

પહેલો નિશાળીઓ—તે ચોપડી આ રહી.

ત્રીજો નિશાળીઓ—તેમાં 'કવીન મેરી'નું નાટક મને જડતું નથી.

પહેલો નિશાળીઓ—ના. લોર્ડ ટેનીસને પોતાના ઘડપણમાં જે કાવ્યો લખ્યાં હતાં તે તે ચોપડીમાં છે. પણ તેમનાં ઘણાં સુંદર કાવ્યો-માંનાં ઘણાં તેમાં છે. તમારી અંગ્રેજી વાચનમાળામાં જે કાવ્યો વાંચ્યાં છે તેમાંનાં કેટલાંક તથા 'ધી પ્રીન્સેસ' તથા 'ધી સ્લીપીંગ બ્યુટી' જેવાં ઘણાં લાંબાં કાવ્યો પણ તમને તેમાં જડશે.

ત્રીજો નિશાળીઓ—ત્યારે હું તે ચોપડી ખરીદીશ. પણ હું આશા રાખું છું કે તમે જેમ બને તેમ જલદીથી લોર્ડ ટેનીસનનાં પાછલાં કાવ્યોવાળું બીજું પુસ્તક પ્રસિદ્ધ કરશો.

પહેલો નિશાળીઓ—અમે જરૂર એમ કરીશું અને ઓછામાં ઓછી એક નકલ તમને વેચવાની આશા રાખીએ છીએ.

ચોથો નિશાળીઓ—મારો નાનો ભાઈ આવતે અઠવાડીએ નિશાળે આવવાનો છે. તેથી મારે તેને માટે કેટલીક નિશાળની ચોપડીઓ ખરીદવી જોઇએ. તેને શેક્સપીઅરનું 'એઝ યુ લાઇક ઇટ'ની જરૂર પડશે એમ લાગે છે?

પહેલો નિશાળીઓ—ના. મને એમ લાગતું નથી. તે કોલેજના વર્ગોમાં જાય નહિ ત્યાં સુધી તે શેક્સપીઅર વાંચશે નહિ.

ચોથો નિશાળીઓ—પણ તેને અંકગણિત જોઇશે.

પહેલો નિશાળીઓ—હા. તેની પાસે 'અંકગણિતનાં મૂળતત્ત્વો' હોય તો સારૂં.

ચોથો નિશાળીઓ—હું તેને માટે હિંદુસ્તાનની ભૂગોળ અને હિંદુસ્તાનનો ઇતિહાસ પણ ખરીદીશ. તે લાંબા વખતથી સારી રીતે ચાલે છે તેથી હું તેને ભેટ આપવા ઇચ્છું છું. ભેટ માટે કયી ચોપડીની તમે ભલામણ કરો છો?

પહેલો નિશાળીઓ—જો તમારો ભાઈ અંગ્રેજી વાંચી શકે તો 'અરેબીઅન નાઇટસ' અથવા 'રામાયણ' તમારા ભાઈ માટે ઘણી સારી ભેટ થઇ પડશે.

ચોથો નિશાળીઓ—તે તે ઘણી સારી રીતે વાંચી શકતો નથી. છતાં હું તેને 'રામાયણ' આપીશ, કેમકે તે 'અરેબીઅન નાઇટસ' જેટલું મોંઘું નથી. મહેરબાની કરીને આ બધી ચોપડીઓનું મને બીલ બનાવી આપો.

તેથી નીચેનું બીલ બનાવવામાં આવ્યું અને ચૂકવવામાં આવ્યું:—

૧ લી એપ્રીલ, ૧૯૨૫.

........................

મેસર્સ ગોવિંદ રમણની કુંપની ખાતે જમે.

ચોપડીઓ વેચનાર અને પ્રસિદ્ધ કરનાર.

કુચપરવનીપુર.

| | | રૂ. | આ. |
|---|---|---|---|
| ૧ લી એપ્રિલ | ૧ અંકગણિતનાં મૂળતત્ત્વો | ૦ | ૪ |
| | ૧ હિંદુસ્તાનની ભૂગોળ | ૦ | ૧૨ |
| | ૧ હિંદુસ્તાનનો ઇતિહાસ | ૦ | ૧૨ |
| | ૧ રામાયણ | ૧ | ૦ |
| | રૂ. | ૨ | ૧૨ |

ભૂલચુક લેવીદેવી.

ઉપકાર સાથે પહોંચ્યા.
ગોવિંદ રમણની કુંપની.

---

# Lesson 25.

As if=જાણે કે.
Will go out=ઓલવાઈ જશે=Will be extinguished.
To put out=ઓલવી નાંખવું=To extinguish.

## Volcanoes = જ્વાળામુખી પર્વતો.

Volcano, n. (વૉલકેનો)=જ્વાળામુખી પર્વત. Burning mountain.
Burning mountains, (બર્નીંગ માઉન્ટન્સ)=બળતા પહાડો.
Usually, adv. (યુઝવલી)=ઘણુંખરૂં. Generally.
Hole, n. (હોલ)=બાકું. Opening.
Chimney, n. (ચીમની)=ધુમાડીયું. Funnel through which smoke passes.
Steam, n. (સ્ટીમ)=વરાળ.
Vent, n. (વેન્ટ)=બાકું. Hole.
Crater, n. (ક્રેટર)=જ્વાળામુખી પર્વતનું મોં. Mouth of a volcano.
Inside, n. (ઇનસાઇડ)=અંદરની બાજુ. The interior part.
Furnace, n. (ફરનેસ)=ભઠ્ઠી.

Lava, n. (લાવા)લાવા રસ. Melted liquid of stones.
Hill side, n. (હીલ સાઇડ)=ટેકરીની બાજુ. Side of a hill.
Cools, v. i. (કુલ્સ) ઠંડું થાય છે. Becomes cold.
Build up, v. t. (બીલ્ડ અપ)=બાંધે છે. Erect.
Mound, n. (માઉન્ડ)=ટેકરો. Small hill.
Action, n. (ઍકશન)=જોર. Force.
Geyser, n. (ગાઇઝર)=ઉના પાણીનો ઝરો. Spring of hot water.
Mount Vesuvius, n. (માઉન્ટ વીસુવીઅસ)=વીસુવીઅસ નામનો જ્વાળામુખી પર્વત.
To pay a visit=જોવા જવું=To go to see.
Can be drawn up=ખેંચાઇ શકીએ=Can be taken.
Steep, adj. (સ્ટીપ)=ઉભી. Precipitous.
Slope, n. (સ્લોપ) ઢોળાવ.
Vines, n. (વાઇન્સ)=દ્રાક્ષના છોડ.
Olives, n. (ઑલીવ્સ)=ઓલીવનાં ઝાડ.
Dotted with houses, (ડૉટેડ વીદ હાઉસીસ)=ના ઉપર ઘર છૂટાં છવાયાં આવેલાં છે.=Houses are situated here and there on.
Soil, n. (સૉઇલ)=જમીન. Earth.
Fertile, adj. (ફરટાઇલ)=ફળદ્રુપ. Fruitful.
Fiery, adj. (ફાયરી)=બળતા. Burning.
Bare, adj.(બેર)=ઉજડ.
Ends, v. i. (એન્ડઝ)=પુરી થાય છે. Comes to an end.
Puffs, n. (પફ્સ)=ગોટા. Clolds.
Rise in our faces=આપણા મોં આગળ આવે છે=Come near our faces.
Crust, n. (ક્રસ્ટ) પડ. Layer.
To push, v. t. (ટુ પુશ)=ઘોંચવું. To thrust.

Crack, n. (ક્રેક)=તડ. ફાટ. Cleft.
Will take fire=સળગશે=Will burn.
Keep to=તરફ રહેવું=Be towards.
Windward, adj. ( વીન્ડવર્ડ )=પવનની દિશા તરફની. From which wind is blowing.
To avoid, inf. (ટુ એવૉઇડ)=દૂર રાખવાને. To keep away from.
Showers of stones, (શાવર્સ ઓફ સ્ટોન્સ)=પત્થરનો મારો.
Edge, n. (એજ)=ધાર.
Dull, adj. (ડલ)=ઝાંખો. Faint.
Glow, n. (ગ્લો)=ચળકાટ, Light. Shining.
Stifling adj. (સ્ટાઇફ્લીંગ) ગુંગળાવી નાંખે તેવી. Suffocating.
Woods, n. (વુડઝ)=જંગલો. Forests.
Foot, n. (ફુટ)=તળીયું. Lower part.
Peep, n. (પીપ)=ડોકીયું. Look.
Globe, n. (ગ્લોબ)=પૃથ્વીનો ગોળો. Earth.
Solid, adj. (સૉલીડ)=નક્કર. Not hollow.
Extinct, adj. (એક્સટીંક્ટ)=ઓલવાઇ ગએલા. Extinguished.
Are closed up, v. t. ( આર ક્લોઝડ અપ)=પુરાઇ ગએલાં છે= Are shut up.
Seem to have gone out=ઓલવાઈ ગએલાં જણાય છે=Appear to have been extinguished.

કેટલાક લોકો જ્વાળામુખી પર્વતોને 'બળતા પહાડ' કહે છે, પણ તેમને માટે તે સારૂં નામ નથી. તે બધા પર્વતો હોતા નથી અને તે બળતા નથી.

જ્વાળામુખી પર્વત ઘણું કરીને પૃથ્વીમાં ઘણે ઊંડે ગએલા ધૂમાડીઆ જેવા મોટા બાકાવાળો પહાડ કે ટેકરી હોય છે. આ બાકું ઘણી વખત વરાળનાં વાદળાં બહાર કાઢે છે, જે વરાળને ઘણા લોકો

ધૂમાડો કહે છે કેમકે તે ધૂળ અને પત્થરને લીધે કાળી હોય છે. બાકાના મોઢાને જ્વાળામુખીનું મુખ કહેવામાં આવે છે.

પૃથ્વીનો અંદરનો ભાગ ઘણો ગરમ હોય છે. કઠણમાં કઠણ ખડક જાણે તે ભઠ્ઠીમાં હોય તેમ ત્યાં ઓગળે છે અને લાવા કહેવાતો આ ઓગળેલો ખડક ઘણી વખત જ્વાળામુખીના મુખમાંથી બહાર વહે છે અને ટેકરીની બાજુએ નીચે ઉતરે છે. જ્યારે તે ઠંડો થાય છે ત્યારે તેનો કઠણ કાળો ખડક બને છે.

જ્વાળામુખીના મુખમાંથી (આવતો) લાવા અને પત્થરો તેની (મુખની) આસપાસ એક ટેકરો કે ટેકરી બાંધે છે, અને એ પ્રમાણે પૃથ્વીની અંદરની ગરમીના જોશથી પર્વત બને છે.

ઘણી જગ્યાએ જમીનમાંનાં બાકાંમાંથી ગરમ પાણી અને વરાળ બહાર નીકળે છે. ગરમ ઝરો કે જેને ઘણી વખત ઉના પાણીનો કુંડ કહેવામાં આવે છે તે ખરી રીતે એક જાતનો જ્વાળામુખી છે.

જે જ્વાળામુખીને આપણે સૌથી વધારે જાણીએ છીએ તે ઇટાલીમાં માઉન્ટ વીસુવીઅસ છે. આપણે સાથે તેની મુલાકાત લઇશું? તેના ઉપર પહાડી રેલ્વે બનાવવામાં આવી છે અને આપણે ઉભા ઢાળ ઉપર ઝપાટાબંધ ખેંચાઈ શકીએ છીએ.

ટેકરીનો નીચેનો ભાગ દ્રાક્ષના વેલા અને ઓલીવનાં ઝાડથી લીલો છે અને છુટાં છવાયાં ઘરવાળો છે (અને તેના ઉપર છુટાં છવાયાં ઘર હોય છે). (તે) જમીન ઘણી ફળદ્રુપ છે અને લોકોને તેમની ઉપર આવેલા બળતા જ્વાળામુખીના મુખનો ભય હોય તેમ લાગતું નથી. જેમ આપણે વધારે ઉંચે જઇએ છીએ તેમ આપણને ફક્ત ઉજડ કાળો લાવાનો ખડક માલમ પડે છે.

પર્વતની ટોચ નજીક રેલ્વે પુરી થાય છે અને જ્વાળામુખીના મુખ પાસે (જવાને) આપણે થોડો રસ્તો ચાલવો પડે છે. વરાળ અને ગરમ હવાના ગોટા જેમ જેમ આપણે તેની નજીક જઇએ છીએ તેમ તેમ આપણા ચહેરા ઉપર આવે છે.

કેટલીક જગ્યાએ લાવા તેના ઉપલા ભાગ ઉપર ફક્ત પાતળા કઠણુ પોપડાવાળો હજી ઘણો ગરમ હોય છે; જો આપણે (તેમાં) ફાટમાં લાકડી ખોસીએ તો તે લાકડી સળગી ઉઠે છે.

આપણે પત્થરનો મારો દૂર રાખવાને ( પત્થરના મારાથી દૂર રહેવાને ) મુખની એ બાજુએ રહેવું જોઇએ કે જે બાજુથી પવન આવતો હોય. છેવટે આપણે કોર ઉપર ઉભા રહીએ છીએ અને વરાળનાં ધોળાં વાદળાંથી ભરેલા ઉંડા ખાડામાં નીચે જોઇએ છીએ.

પવન આ ( વાદળાંને ) એક બાજુએ ખસેડે છે ત્યારે આપણે નીચે ગરમ લાવાનો ઝાંખો રાતો ચળકાટ જોઇએ છીએ. વરાળ અને ગેસના ગોટેગોટા પોતાની સાથે રાતા ગરમ પત્થરના કકડા લઇને ઉપર આવે છે.

આપણે અહીં લાંબો વખત રહેવાની દરકાર કરતા નથી. આપણા પગ નીચેનો ખડક ગરમ હોય છે અને હવા ગુંગળાવી નાંખે તેવી હોય છે. આપણે પર્વતની તળેટીએ ઠંડા છાયાવાળાં જંગલમાં ફરીને જવાને ખુશી હોઇએ છીએ.

આપણે જે પૃથ્વીના ગોળા ઉપર રહીએ છીએ તેના અંદર ભાગમાં ડોકીયું (=ઝાગનો ખ્યાલ) આપણુને જ્વાળામુખી પર્વત આપે છે. તે આપણુને કહે છે કે ઠંડી અને નક્કર જમીનની નીચે પૃથ્વી ઘણી ગરમ હોય છે. પૃથ્વીની અંદરની બાજુ વિષે જે વાત આપણે જાણીએ તે ઘણું કરીને ફક્ત આ છે.

આપણી પોતાની જમીનમાં જે ટેકરીઓ છે તે એક વખત જ્વાળામુખી હતી. તેમાંથી જે ખડક લાંબા વખત ઉપર સફેદ ગરમ ઝરાના રૂપમાં બહાર નીકળ્યો હતો તે આપણે જોઇ શકીએ છીએ. આપણે કહીએ છીએ તેમ હવે તે (જ્વાળામુખી) હોલવાઈ ગયા છે, તેમનાં મુખ બંધ થઈ ગયાં છે અને તેમનો અગ્નિ હોલવાઇ ગયો છે.

---

# Lesson 26.

No dodbt, adv. (નો ડાઉટ)=ખચીત, નિઃશંક. Certainly. Doubtless.

Goods train, (ગુડઝ ટ્રેઇન)=માલગાડી, ભારખાનું.

Terrible, adj. (ટેરીબલ)=ભયંકર. Frightful.

Sorts, n. (સોર્ટસ)=જાતો. Kinds.

Weather, n. (વેધર)=હવા. Climate.

Must be taken in=ગણવાં જોઇએ. Must be counted.

To make up, inf. બનાવવાને.=To constitute.

Dew, n. (ડયુ)=ઝાકળ.

Leaves, n. (લીવ્ઝ)=પાનાં. પૃષ્ઠ. Pages.

## The Mountain and the Squirrel.

## પર્વત અને ખીસકોલી.

Squirrel, n. (સ્કવીરલ)=ખીસકોલી.

Quarrel, n. (કવોરલ)=કજીઓ. Strife.

Former, adj. (ફૉર્મર)=આગલો. (અહીં Mountain).

Latter, adj. (લેટર)=પાછલો. (અહીં Squirrel).

Prig, n. (પ્રીગ)=શેખીખોર. A conceited fellow.

Bun, n. (બન)=ખીસકોલી. Squirrel.

Replied, v. t. (રીપ્લાઇડ)=જવાબ આપ્યો. Answered. [counted.

Must be taken in together=ગણાવી જોઇએ = Must be

Sphere, n. (સ્ફીઅર)=પૃથ્વીનો ગોળો. Globe.

Disgrace, n. (ડીસગ્રેસ)=નામોશી. Shame.

To occupy, inf. (ટુ ઑાકયુપાય)=લેવું, રોકવું. To take.

Spry, adj. (સ્પ્રાય)=ચપળ. Active.

I will not deny =હું ના પાડીશ નહિ=I will admit.
To deny, v. t. (ટુ ડીનાય)=ના પાડવી. To say no.
Track, n. (ટ્રૅક)=રસ્તો. Road. Path.
Squirrel track =ખીસકોલી માટે રસ્તો.
Talents, n. (ટૅલેન્ટસ)=શક્તિ. Faculties.
To differ, v. i. (ટુ ડીફર)=જુદા પાડવું. To be different.
Talents differ=જુદાં જુદાં પ્રાણીઓમાં જુદી જુદી શક્તિ હોય છે= Different animals have different faculties.
All is well and wisely put=પ્રભુએ સઘળું સારૂં અને ડહાપણ પૂર્વક કરેલું છે=God has made everything well and properly. Back, n. (બૅક)=પીઠ.
To crack, v. t. (ટુ ક્રૅક)=ભાંગવું. Break, Cut.
Nut, n. (નટ)=સોપારી. કોટલાવાળું ફળ.

પર્વત અને ખીસકોલી વચ્ચે તકરાર થઇ, અને પહેલાએ (પર્વતે) પછીનાને (ખીસકોલીને) નાની શેખીખોર કહી. ખીસકોડીએ જવાબ આપ્યો કે તું ખચીત મોટો છું. પણ વર્ષ અને પૃથ્વી બનવાને માટે બધી વસ્તુઓને ભેગી ગણવી જોઇએ, અને મારૂં જે સ્થાન છે તે લેવામાં હું નામોશી માનતી નથી. જો હું તારા જેવડી મોટી નથી તો તું મારા જેવડો નાનો નથી તથા મારાથી અડધો પણ ચપળ નથી. (મારાથી અડધી ચપળતા પણ તારામાં નથી.) તું ખીસકોલી માટે ઘણો સુંદર રસ્તો બનાવે છે તેની હું ના પાડીશ નહિ. જુદાં જુદાં પ્રાણીઓમાં જુદી જુદી શક્તિઓ હોય છે. પ્રભુએ બધું સારૂં અને ડહાપણપૂર્વક કરેલું છે. જો હું મારી પીઠ ઉપર પર્વતોને લઇ જઇ શકતી નથી તો તું સોપારી ભાગી શકતો નથી.

---

# Lesson 27.

Pace, n. (પેસ)=કદમ, ડગલું. Step.

A man cannot keep pace with a horse=માણુસ (દોડવામાં) ઘોડાની સાથે રહી શકે નહિ=A man cannot run as fast as a horse.

Date stones=ખારેકના ઠળીઆ.

To copy=ઉતારવાને, લખવાને. To write down.

Being made to copy=Being told to copy.

Room enough=પૂરતી જગ્યા=Sufficient space.

In these days= આ જમાનામાં=In the present times.

## The Miller, his son and their ass.

## ઘંટીવાળો, તેનો છોકરો અને તેમનો ગધેડો.

Miller, n. (મીલર)=ઘંટીવાળો. One who keeps a mill.

Were leading, v. t. (વેર લીડીંગ)=દોરીને લઇ જતા હતા. Were carrying.

Fair, n. (ફૅર)=મેળો.

Had not gone far = દૂર ગયા ન હતા =Had walked a little.

Troop, n. (ટ્રુપ)=ટોળું. Crowd.

Returning, pre. p. (રીટર્નીંગ)=પાછું ફરતું. Coming back.

Stupid, adj. (સ્ટુપીડ)=મૂર્ખ. Foolish.

Fellows, n. (ફૅલોઝ)=લોક. Persons.

Could ride=સ્વારી કરી શકે=Can sit on the ass.

Bade, v. t. (બેડ)=ફરમાવ્યું. Asked.

To get up, inf. (ટુ ગેટ અપ)=ચઢવું. To mount.

Tramped, v. i. (ટ્રેમ્પ્ડ)=ચાલ્યો. Walked.

Cheerfully, adv. (ચીઅરફુલી)=આનંદથી. Merrily.

Wayside, n. (વેસાઇડ)=રસ્તાની બાજુ. Side of the road.

Pointing, pre. p. (પૉઇન્ટીંગ)=દેખાડીને, આંગળી કરીને. Showing.
Proves, v. t.(પ્રુવ્ઝ)=સાબીત કરે છે. Establishes.
Respect, n. (રીસ્પેક્ટ)=માન. Regard.
Is paid, v. t. (ઇઝ પેઇડ)=આપવામાં આવે છે. Is given.
Old age=ઘડપણ. (ઘરડા માણસોને)=Old persons.
Rogue, n. (રોગ)=લુચ્ચો. Rascal.
Has to walk=ને ચાલવું પડે છે=Is forced to walk.
Upon this=આ ઉપરથી=On hearing this.
Got down=નીચે ઉતર્યો=Dismounted. [ women.
Country-women, n. (કન્ટ્રી વીમેન)=ગામડાની સ્ત્રીઓ. Village
Market, n. (માર્કેટ)=બજાર. Bazar.
Lazy, adj. (લેઝી)=આળસુ. Idle.
Hardly, adv. (હાર્ડલી)=ભાગ્યેજ. Scarcely.
Can hardly keep pace with you=ચાલવામાં ભાગ્યેજ સાથે રહી શકે છે=Is not able to be with you.
Almost, adv. (ઑલમોસ્ટ)=લગભગ. Nearly.
Reached, v. t. (રીચ્ડ)=પહોંચ્યા. Arrived at.
Pray=હું કહેવાની વિનંતિ કરૂં છું=I request you to tell me.
Townsman, n. (ટાઉન્સમેન)=શહેરી.
To load, v. t. (ટુ લોડ)=બોજો મૂકવો. To burden.
Better able=વધારે શક્તિવાન=Stronger.
Beast, n. (બીસ્ટ)=પશુ.
Tied, v. t. (ટાઇડ)=બાંધ્યા. Fastened.
Slinging, pre. p. (સ્લીન્ગીંગ)=લટકાવીને. Hanging.
Pole, n. (પોલ)=વાંસડો. Bamboo.
Shoulders, n. (શોલ્ડર્સ)=ખભા.
Odd, adj. (ઑડ)=વિચિત્ર. Strange.

Sight, n. (સાઈટ)=દેખાવ. View.
Crowds of people=લોકોનાં ટોળાં=Groups of people.
Uncomfortable, adj. (અન્‌કમ્ફર્ટેબલ)=બેચેન. Uneasy.
Fright, n. (ફ્રાઈટ)=ભય. Fear.
Fell off the rope=વાંસડેથી છૂટી પડ્યો=Became free from pole.
Jumped off=ઉપર થઇને કુદ્યો=Leaped over.
Was drowned=ડુબી ગયો.
By trying......nobody=દરેકને ખુશ કરવાનો પ્રયત્ન કરવા જતાં તમે કોઇને ખુશ કરી શકશો નહિ=If you try to please all you cannot please anyone.

એક ધંટીવાળો અને તેનો છોકરો પોતાના ગધેડાને વેચવાને મેળામાં લઇ જતા હતા. તેઓ ઘણે દૂર ગયા નહિ એટલામાં શહેરમાંથી પાછું ફરતું છોકરીઓનું ટોળું વાતો કરતું અને હસતું તેમને મળ્યું. તેમાંની એકે કહ્યું કે જુઓ! જ્યારે એક સ્વારી કરી શકે તેમ છે ત્યારે બંને ચાલતા આવા મૂર્ખ માણસો તમે કદી જોયા છે?

જ્યારે ધંટીવાળાએ આ સાંભળ્યું ત્યારે તેણે પોતાના છોકરાને ગધેડા ઉપર બેસવાનું ફરમાવ્યું, જ્યારે તે પોતે તેની બાજુએ આનંદથી ચાલતો હતો. તરત જ તેઓ રસ્તાની બાજુએ કેટલાક ઘરડા માણસો ભેગા મળી વાતો કરતા ઉભા હતા ત્યાં આવ્યા.

એકે છોકરા તરફ આંગળી કરીને કહ્યું "જુઓ, હું જે કહેતો હતો તે તે સાબીત કરે છે. આ જમાનામાં ઘરડા માણસોને શું માન આપવામાં આવે છે? જ્યારે તેના ઘરડા બાપને ચાલવું પડે છે ત્યારે પેલો આળસુ જુવાન લુચ્ચો સ્વારી કરે છે તે જુઓ. સાહેબ, નીચે ઉતરો અને ચાલો અને ઘરડા માણસને સ્વારી કરવા દો."

આ ઉપરથી તે છોકરો ગધેડા ઉપરથી ઉતર્યો અને ધંટીવાળાએ તેની જગ્યા લીધી. આ પ્રમાણે તેઓ દૂર ગયા નહિ એટલામાં બજારમાંથી ઘેર જતી બે ગામડાની સ્ત્રીઓ તેમને મળી.

બંને સ્ત્રીઓ સાથે બોલી ઉઠી, "એ આળસુ બુઢ્ઢા! જ્યારે પેલો બીચારો જુવાન ભાગ્યે જ ચાલવામાં તારી સાથે રહી શકે છે ત્યારે તું તે પ્રાણી ઉપર કેમ સ્વારી કરી શકે છે?"

તેથી તે ઘંટીવાળાએ પોતાના છોકરાને પોતાની પાછળ ગધેડા ઉપર લીધો અને આ પ્રમાણે તેઓ લગભગ શહેરમાં પહોંચ્યા.

તેઓ શહેરના જે માણસને મળ્યા તેણે કહ્યું "પ્રમાણિક મિત્ર! તે ગધેડો તમારો છે કે કેમ તે મહેરબાની કરીને કહો."

ઘંટીવાળાએ જવાબ આપ્યો, "હા."

બીજાએ કહ્યું "જે રીતે તમે તેના ઉપર ભાર ભર્યો છે તે ઉપરથી મેં એમ ધાર્યું ન હોત. અરે! તે તમને ઉંચકી લઇ જાય તેના કરતાં તમે બે તે પશુને ઉંચકી લઇ જવાને વધારે શક્તિમાન છો."

ઘંટીવાળાએ કહ્યું "ઠીક, અમે પ્રયત્ન કરીશું."

તેથી તે અને તેનો પુત્ર ગધેડા ઉપરથી ઉતર્યા. તેઓએ તેના પગ ભેગા બાંધ્યા અને એક મજબુત વાંસડે લટકાવી તેને પોતાના ખભા ઉપર ઉંચકીને લઇ જવાનો પ્રયત્ન કર્યો. આ દેખાવ એટલો વિચિત્ર હતો કે લોકોનાં ટોળાં તે જોવાને અને તેની તરફ હસવાને દોડી આવ્યાં.

પણ પોતાને ઉંચકી લઈ જવામાં આવે એ ગધેડાને બીલકુલ ગમ્યું નહિ કેમકે તે તેને ઘણું અગવડભર્યું લાગ્યું. આખરે તેઓ પુલ ઉપરથી પસાર થતા હતા ત્યારે તેણે દોરડામાંથી પોતાના પગ બહાર ખેંચી કાઢ્યા, વાંસડેથી છૂટી પડ્યો અને ભડકીને પૂલ ઉપર થઇને નદીમાં કુદી પડ્યો અને ડૂબી ગયો.

દરેક જણને ખુશ કરવાનો પ્રયત્ન કરવા જતાં તમે કોઇને ખુશ કરી શકો નહિ.

*Summary*—A miller and his son were carrying their ass to the fair to sell him. Some girls met them. One of them said, "These foolish

persons are both walking, though one of them can ride the ass." The miller heard this and asked his son to ride the ass. After going a little further, some old persons met them. One of them said "See, this young rascal is riding while his old father is walking." The son got down and the father took his place. Then they met some women. One of them said, "How can you ride the ass, when this poor young fellow is walking?" The miller took his son on the ass. Then they met a townsman. He said, "You can better carry this animal than he can carry you." So the father and the son tied the ass to a pole and carried him on their shoulders. People saw this and laughed. When they were passing over a bridge, the ass fell off the rope, jumped into the river and was drowned.

*Moral*—If you try to please all, you can please nobody.

**The Arab and his Camel.**=આરબ અને તેનું ઉંટ.

As, conj. (ઍઝ)=જ્યારે. While. Tent, n. (ટૅન્ટ)=તંબુ.
Gently, adv. (જેન્ટલી)=ધીમેથી. Slowly.
Flap, n. (ફ્લૅપ)=પડદો. Curtain.
To pray, v. t. (ટુ પ્રે)=વિનંતિ કરવી. To request.
Welcome, adj. (વેલકમ)=ભલે આવ્યા. You are welcome.
Cheerfully, adv. (ચીઅરફુલી)=આનંદથી. Gladly.

To warm, v. t. (ટુ વૉર્મ)=ગરમ કરવું. To make warm.
Room, n. (રૂમ)=જગ્યા. Space.
To place, v. t. (ટુ પ્લેસ)=મૂકવું. To put.
Fore-legs, n. (ફોર-લેગ્ઝ)=આગલા પગ.
Altogether, adv. (ઑલટુગેધર)=તદ્દન. Entirely.
Pity, n. (પીટી)=દયા. Mercy.
It was too small for both=It was so small that they two cannot remain inside.=તે એટલો નાનો હતો કે બે જણનો સમાવેશ ન થઇ શકે.
You had better stand outside=તમે બહાર ઉભા રહો તો સારૂં =It would be better if you stand outside.
Resist, v. t. (રેઝીસ્ટ)=સામા થાઓ. Oppose.
Evil, n. (ઇવીલ)=આફત. બુરૂં. Calamity. Wrong.
At the beginning=શરૂઆતમાં=At the commencement.
To overcome, v. t. (ટુ ઓવરકમ)=વશ કરવું. To subdue.
In the end=છેવટે=At last.

એક ઠંડી રાત્રે એક આરબ પોતાના તંબુમાં બેઠો હતો તે વખતે એક ઉંટે બારણાનો પડદો ધીમેથી ખસેડયો અને અંદર જોયું.

તેણે કહ્યું, "શેઠ, હું તમને વિનંતિ કરીને કહું છું કે તંબુમા મને ફક્ત મારૂં માથું મૂકવા દો, કેમકે બહાર ઠંડી છે."

આરબે આનંદથી કહ્યું, "ભલે આવો." અને તે ઉંટે પોતાનું માથું તંબુમાં ઘાલ્યું.

તે પછી તરત જ ઉંટે કહ્યું "હું મારી ગરદન ગરમ ન કરૂં?" આરબે કહ્યું, "તમે તેમ કરી શકો છો."

તરત જ તે ઉંટ તંબુમાં આસપાસ જોવા લાગ્યું અને તેણે ફરીને કહ્યું, "જો હું મારા આગલા પગ તંબુમાં મૂકું તો સહેજ વધારે જગ્યા રોકાશે."

તંબુ ઘણો નાનો હતો તેથી જગ્યા કરવા માટે થોડું ખસીને તે આરબે કહ્યું, " તમે તમારા આગલા પગ પણ અંદર મૂકો. "

આખરે તે ઉંટે કહ્યું, " હું આખું અંદર ન ઉભું રહું ? આમ ઉભા રહેવાથી મારાથી તંબુનું બારણું ખુલ્લું રહે છે. "

આરબે કહ્યું, " હા. હા. રાત ઠંડી છે તેથી હું તારા ઉપર દયા લાવીશ. આખું તંબુની અંદર આવ. " ઉંટ તંબુમાં આગળ ધસ્યું પણ તે એટલો નાનો હતો કે તે બે જણ સમાઇ શકે નહિ.

ઉંટે કહ્યું, " હું જોઉં છું કે અહીં આપણા બે માટે જગ્યા નથી. તું નાનો છું તેથી બહાર ઉભો રહે તો સારૂં અને પછી મારે માટે પુરતી જગ્યા થશે. " અને તેણે તે આરબને બહાર ધકેલી કાઢયો.

શરૂઆતમાં જ બુરાંની સામે થાઓ, નહિ તો તે છેવટે તમને દબાવી દેશે.

*Summary*—One cold night, a camel came to the tent of an Arab and said " I feel cold. May I put my head inside ? " The Arab said, " Yes. " The camel requested the Arab again and again and so the Arab allowed him to put his neck, fore-legs and at last the whole body inside the tent. The camel then pushed the Arab out of the tent.

*Moral*—Oppose evil from the beginning, otherwise it will subdue you.

# Lesson 28.

In spite of=ના છતાં પણ=Notwithstanding,
Low, adj. (લો)=હલકું. Humble.
To guard, v. t. (ટુ ગાર્ડ)=રક્ષણ કરવું. To protect.

Trick, n. (ટ્રીક)=યુક્તિ. Dodge.

Infant, adj. (ઇન્ફન્ટ)=બાળક. Baby.

All the year round=આખું વરસ. Throughout the year.

Holidays, n. (હૉલીડેઝ)=રજાના દિવસો. Days of leave.

Are fond of=ને ગમે છે=Like.

**Mountain Climbing.=પર્વત ઉપર ચઢવા વિષે.**

Chief, adj. (ચીફ)=મુખ્ય. Principal. [ think.

To imagine, v. t. ( ટુ ઇમેજીન )=કલ્પના કરવી. ધારવું. To

What they look like=તેઓ કેવા દેખાય છે.

Harder, adj. (હાર્ડર)=વધારે મુશ્કેલ. More difficult.

To climb, v. t. (ટુ કલાઇમ્બ)=ચઢવું. To ascend.

Steep, adj. (સ્ટીપ)=સીધા. ઉભા. Precipitous.

Peaks, n. (પીકસ)=શિખર. Summits.

Bare, adj. (બેર)=ઉજડ. Without trees and plants.

Cracks, n. (ક્રૅકસ)=ફાટ. Crevices.

Are too wide to cross=એટલી પહોળી હોય છે કે તે ઓળંગીને જવાય નહિ = Are so wide that one cannot go over them.

Himalayas, n. (હીમાલયાઝ)=હિમાલય પર્વત.

Everest, n. ( એવરેસ્ટ ) = હિમાલયનું સૌથી ઉચું શિખર. The highest peak of the Himalayas.

Kanchinjunga, n. ( કાંચીનજંગા )=હિમાલયનું એવરેસ્ટથી નીચું શિખર. The second highest peak of the Himalayas.

Switzerland, n. (સ્વીટઝર્લૅન્ડ)=યુરોપનો એક દેશ છે.

Alps, n. (આલ્પ્સ)=યુરોપનો સૌથી ઉચો પર્વત.

Central Europe, (સેંટ્રલ યરપ)=મધ્ય યૂરોપ.

Because of=ને લીધે=On account of.

Partly, adv. (પાર્ટલી)=થોડોઘણો. Somewhat.
France and Italy, (ફ્રાંસ એન્ડ ઇટલી)=યૂરોપના બે દેશ છે. [of.
Twice as high as=થી બમણો ઊંચો=Double the height.
Nilgiri hills, n. (નીલગીરી હીલ્સ)=નીલગીરી પર્વત.
Nearly, adv. (નીઅરલી)=લગભગ. Almost.
Ladder, n. (લૅડર)=દાદર. Stairs. Length, n. (લૅન્થ)=લંબાઇ.
Of that length=એટલો લાંબો=So long.
Guides, n. (ગાઇડસ)=ભોમીઆ. Persons who show ways.
Tracks, n. (ટ્રૅક્સ)=રસ્તા. Paths.
Porters, n. (પૉર્ટર્સ)=વૈતરા. Coolies.
Points, n. (પૉઇન્ટસ)=છેડા. Ends.
Slopes, n. (સ્લોપ્સ)=ઢોળાવ. Inclines.
Party, n. (પાર્ટી)=ટોળી. Company.
Single, adj. (સીંગલ)=એકજ. Only one.
File, n. (ફાઇલ)=હાર. Line.
Slips, v. i. (સ્લીપ્સ)=સરી જાય. Slides down.
Hold on=પકડી રાખે છે=Catch.
Many lives have been lost=ઘણી જીંદગી ખોવાઇ છે=( ઘણાં માણસો મરી ગયાં છે)=Many persons have been killed.
To be faced=સામે થવાની=To meet with.

**That** no one can guard against. ( અહીં That સર્વનામ Dangers ને માટે વાપરાયું છે. )=From which one can not protect himself=જેનાથી કોઇ પોતાને બચાવી શકે નહિ.
Snowstorm, n. (સ્નોસ્ટૉર્મ)=બરફનું તોફાન. Storm of snow.
Fog, n. (ફૉગ)=ધુમસ. Mist.
Suddenly, adv. (સડનલી)=અચાનક. Unexpectedly.
Mass, n. (માસ)=ઢગલો. Heap.

Loose, adj. (લુઝ)=છુટો. Not dense.
Sliding, pre. p. (સ્લાઇડીંગ)=સરકતો. Slipping.
Swiftly, adv. (સ્વીફ્ટલી)=ઝડપથી. Fast.
To sweep, v. t. (ટુ સ્વીપ)=ધસડી જવું. To carry away.
Edge, n. (એજ)=ધાર. Border.
Cliff, n. (કલીફ)=સીધી ટેકરી. Precipice.
Comfortable, adj. ( કમ્ફર્ટેબલ )=સુખદાયક. સગવડવાળી. Giving comfort.
Hotel, n. (હૉટેલ)=વીશી. A house for entertainment.
To visit, v. t. (ટુ વીઝીટ)=મુલાકાત લેવી. To go to see.
Lofty, adj. (લૉફ્ટી)=ઉંચા. High.
Snow-clad, adj. (સ્નો-કલૅડ)=બરફથી ઢંકાયલી. Covered with [ snow.
Playground, n. ( પ્લેગ્રાઉન્ડ )=રમતનું મેદાન. Ground for playing.

દરેક જણ પર્વતો વિષે કંઇક જાણે છે. દુનિઆના મુખ્ય પર્વતો કેટલા ફુટ ઉંચા છે તે શીખવું સહેલું છે પણ જે માણસે પર્વતો જોયા ન હોય તેને માટે તેઓ કેવા દેખાય છે તેનો ખ્યાલ કરવો એ સહેલું નથી.

પર્વતો ટેકરીઓ કરતાં ઉંચા છે અને ચઢવામાં વધારે મુસ્કેલ પણ છે. કેટલાક તો એટલા ઉભા હોય છે કે કોઇ પણ ટોચે પહોંચી શકે નહિ. તેમનાં શિખરો ઉપર ઝાડ કે છોડ હોતા નથી અને ઉજડ ખડક ઉપર ચઢવું તે સહેલ નથી.

ઉંચા પર્વતો આખું વર્ષ બરફ અને આઇસથી ઢંકાએલા હોય છે. કોઇ કોઇ વાર આઇસ ઉંડી ફાટોથી ભરેલો હોય છે, (=આઇસમાં ઘણી ઉંડી ફાટો હોય છે), જે એટલી બધી પહોળી હોય છે કે ઓળંગી શકાય નહિ. બરફ ઘણી વખત એટલો બધો ઉંડો અને પોચો હોય છે કે તેના ઉપર ચાલી શકાય નહિ.

કેટલાક લોકો ઉંચાં પર્વતનાં શિખરો ચઢવાના ઘણા શોખીન

હોય છે. તેઓ હિમાલયમાં કેટલાંક ઘણાં ઉંચાં શિખરો ઉપર ચઢયા છે પરંતુ કોઇ પણ કદી એવરેસ્ટ કે કાંચનજંગાની ટોચે ઉભું રહ્યું નથી. ઘણા અંગ્રેજ ગૃહસ્થો અને બાનુઓ આલ્પ્સમાં પહાડો ઉપર ચઢવા માટે દર ઉનાળામાં સ્વીટઝર્લેંડ જાય છે. આ મધ્ય યુરોપમાં સૌથી ઉંચા પર્વતો છે.

આલ્પ્સનું સૌથી ઉંચું શિખર મોન્ટ બ્લેન્ક અથવા તેના ઉપર હંમેશાં પડી રહેતા બરફને લીધે સફેદ પહાડ કહેવાય છે. તે સ્વીટઝર્લેંડમાં નથી પણ કેટલોક ભાગ ફ્રાંસમાં છે અને કેટલોક ભાગ ઇટાલીમાં છે.

મોન્ટ બ્લેન્ક પંદર હજાર ફુટ કરતાં ઉંચો અથવા નીલગીરી પર્વત કરતાં લગભગ બમણો ઉંચો છે. પંદર હજાર ફુટ એ લગભગ ત્રણ માઇલ થયા. એટલી લંબાઇનો દાદર ચઢવાની તમે દરકાર કરો નહિ.

જે આ પર્વત ચઢે તે દરેક જણને રસ્તાઓ જાણવા માટે ભોમીઆ અને ખોરાક તથા બીજી ચીજો લઇ જવા મજુરો હોવા જોઇએ. તેઓ પાસે અણીદાર છેડાઓવાળી લાંબી લાકડીઓ અને બરફના ઉભા ઢાળોમાં પગથીઆં કરવા માટે કુહાડીઓ હોવી જોઇએ.

તેઓ મજબુત દોરડાં પણ લઇ જાય છે અને ઉભી જગ્યાઓએ આખી ટોળીને ભેગી બાંધવામાં આવે છે. તેઓ એક જ હારમાં ચાલે છે અને જો એક જણ સરકે છે તો બીજાઓ દોરડાને પકડી રાખે છે અને ઢાળ નીચે પડી જતાં તેને બચાવે છે.

આ બધી સંભાળ લેવા છતાં મોન્ટ બ્લેન્ક અને આલ્પ્સનાં બીજાં ઉંચાં શિખરો ચઢતાં ઘણાં માણસો મરી જાય છે, કેમકે પર્વતોમાં એવા ભય આવી પડે છે કે જેની સામે કોઇ પણ રક્ષણ કરી શકે નહિ.

એકાદ બરફનું તોફાન કે ધુમસ અચાનક આવી ચઢે છે અને ભોમીઆ રસ્તો ભૂલે છે, અથવા છુટા બરફનો એક ઢગલો ટેકરીની બાજુએ ઝડપથી નીચે સરી આવે છે અને આખી ટોળીને કોઇક ટેકરીની ધાર ઉપર ઘસડી જાય છે.

આલ્પ્સમાં ઘણાં નીચાં શિખરો છે કે જેના ઉપર ભય વગર

ચઢી શકાય. કેટલાક પહાડો ઉપર રેલ્વે ગાડીઓ પણ હોય છે અને સગવડવાળા ડબામાં તેઓ ઉપર જઇ શકે છે અને ટોચ ઉપર (તેમને) સારી હોટલ મળે છે. આલ્પ્સ ઉપર ચઢવાનો આ ઘણો સહેલો રસ્તો છે.

હવે એટલા બધા માણસો ઉંચા બરફથી ઢંકાએલાં શિખરો જોવાને અને ચોકખી હવા માણવાને આલ્પ્સની મુલાકાત લે છે કે આ પર્વતોને 'યુરોપનું રમતનું મેદાન' કહેવામાં આવે છે.

---

# Lesson 29.

Sandy, adj. (સેન્ડી)=રેતાળ. Full of sand.
Estuary, n. (એસ્ટયુઅરી)=ખાડી. Firth.
Farm, n. (ફાર્મ)=ખેતર. Field.
Cattle, n. (કૅટલ)=ઢોર.
Grazed, v. t. (ગ્રેઇઝડ)=ચરતાં હતાં. Fed.
Island, n. (આઇલેન્ડ)=ટાપુ.
At high water=ભરતી આવે ત્યારે.
Tide, n. (ટાઇડ)=ભરતી. Rising water.
Mist, n. (મીસ્ટ)=ધુમસ. Fog.
Lost her way=માર્ગ ભૂલી=Could not find her way.
Was drowned=ડુબી ગઇ.
Stakes, n. (સ્ટેઇકસ)=ખુંટા. Pointed pieces of wood.
Bed, n. (બેડ)=પટ.
Seaweed, n. (સીવીડ)=નકામો દરીઆઈ છોડ. Useless shrub growing in the sea.
Ashore, adv.=(એશોર)=કિનારે. To the shore.
Was buried, v. t. (વૉઝ બેરીડ)=દાટવામાં આવી.

Churchyard, n. (ચર્ચયાર્ડ)=દેવળની નજીક મડદાં દાટવાની જગા. A place near a church where dead bodies are buried.
To imagine, v. t. (ટુ ઇમેજીન)=ધારવું. To think.

**The Sands O' Dee=ડી નદીનાં રેતનાં મેદાન.**

Western, adj. (વેસ્ટર્ન)=પશ્ચિમનો. Blowing from the west.
Wild adj. (વાઇલ્ડ)=તોફાની. Stormy.
Drank, adj. (ડ્રૅન્ક)=ભેજવાળો. Wet. Damp.
Foam, n. (ફોમ)=ફીણ. Froth.
All alone =તદ્દન એકલી=Without any companion.
Creeping, adj.(ક્રીપીંગ)=ધીમે ધીમે આવતું.Coming on slowly.
Rolling, adj. (રોલીંગ)=ફેલાતું. Creeping.
Weed, n. (વીડ)=નકામો રોપો. Useless plant. [of water.
Floating, adj. (ફ્લોટીંગ)=તરતા. Moving on the surface
Tress, n. (ટ્રેસ)=લટ. Ringlet. Knot of hair.
Maiden, n. (મેઇડન)=કુમારીકા. Unmarried girl.
Drowned, adj. (ડ્રાઉન્ડ)=ડૂબેલી.
Salmon, n. (સામન)=એક જાતની માછલી. A kind of fish.
Cruel, adj, (ક્રુઅલ)=ઘાતકી. નિર્દય. Merciless.
Crawling, adj. (ક્રૉલીંગ)=ધીમેથી આગળ આવતું. Creeping.
Grave, n. (ગ્રેવ)=કબર, Tomb.

ઓ મેરી! જા અને ઢોરને ઘેર બોલાવ. ડી નદીની રેતના મેદાનની પેલે પાર ઢોરને ઘેર બોલાવ. ઢોરને ઘેર બોલાવ. પશ્ચિમનો પવન તોફાની અને ફીણથી ભીનો હતો અને તે તદ્દન એકલી ગઇ.

ધીમેથી આવતી ભરતી તે રેતી ઉપર આવી અને જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી તે રેતીની ઉપર અને આસપાસ આવી પહોંચી. પથરાતું જતું ધુમસ ઉતરી આવ્યું અને જમીનને ઢાંકી દીધી. અને તે કદી ઘેર આવી નહિ.

અરે ! પેલો દરીઆમાં નાંખેલી જાળ ઉપર નકામો રોપો છે, માછલી છે કે તરતા વાળ–સોનેરી વાળની લટ, ડૂબેલી કુમારીકાના વાળ-છે?

ડી નદીમાં નાંખેલી જાળ બાંધવાના વાંસડાઓમાં એવી સામન માછલી કદી આવી નથી કે જે આટલી સુંદર પ્રકાશી હોય.

તેઓ તેને ઘાતકી, ભૂખ્યા, પથરાતા અને ધીમે આગળ વધતા ફીણમાં થઇને દરીઆ પાસે તેની કબરે લાવ્યા. પણ હોડીઓવાળાઓ હજુ પણ તેને ડી નદીની રેતના મેદાનની પેલે પારથી ઢોરને ઘેર બોલાવતી સાંભળે છે.

---

# Lesson 30.

They made fools of themselves = તેઓએ પોતાને મૂર્ખ ઠરાવ્યા ( તેઓ મૂર્ખ બન્યા )=They became foolish.

She had nothing to say=તેને કંઈ કહેવાનું ન હતું. (=તે કંઇ કહી શકી નહિ ) She could say nothing.

**Sancho Panza As Judge=સૅન્કો પાંઝા ન્યાયાધીશ તરીકે.**

Amusing, adj. (ઍમ્યુઝીંગ)=રમુજી. Interesting.

Spanish, adj. (સ્પૅનીશ)=સ્પેનનો. Of Spain.

Writer, n. (રાઇટર)=લેખક. Author.

Knight, n. (નાઇટ)=શુરવીર માણસને અપાતો ઇલ્કાબ. A title given to a brave man.

Don Quixote, n. (ડૉન ક્વીક્ઝોટ)=નામ છે.

Ruler, n. (રૂલર)=રાજા. King. Jugde, n. (જજ)=ન્યાયાધીશ.

Stupid, adj. (સ્ટુપીડ)=મૂર્ખ. Foolish.

He would......fool of himself=તે ઘણો મૂર્ખ બનશે. He will prove himself very foolish.

Common sense, (કૉમન સેન્સ)=સામાન્ય બુદ્ધિ.

Sense, n. (સેન્સ)=બુદ્ધિ. અક્કલ. Intellect.
Cane, n. (કેઇન)=નેતર.
Walking-stick, n. (વૉકીંગ સ્ટીક)=લાકડી. Stick carried while walking.
My lord (આ ન્યાયાધીશને માનથી બોલાવવાની રીત છે.)
Lent, v. t. (લૅન્ટ)=ઉછીના આપ્યા હતા. Gave as a loan.
Repaid, v. t. (રીપેડ)=પાછા આપ્યા. Returned.
Pray, v. t. (પ્રે)=વિનંતિ કરૂં છું. Request.
Your lordship, (યૉર લૉર્ડશીપ)=આપ નામદાર.
To question, inf. (ટુ ક્વેશ્ચન)=પૂછવાને. To ask.
Solemnly, adv. (સૅાલમલી)=પ્રતિજ્ઞા પૂર્વક. On oath.
To declare, v. t. (ટુ ડીક્લૅર)=જાહેર કરવું. To say.
I shall be contented (આઇ શૅલ બી કન્ટેન્ટેડ)=હું સંતોષ પામીશ.
To own, v. t. (ટુ ઓન)=કબુલ કરવું. To admit. [so.
Since he wishes it=એવી તેની ઇચ્છા છે તેથી=As he desires
Solemn, adj. (સૅાલમ)=ગંભીર. Serious.
Word, n. (વર્ડ)=એકરાર. Declaration.
Rod of justice, (રૅાડ ઓફ જસ્ટીસ)=ન્યાયદંડ.
I am ready......rod of Justice=હું આપના ન્યાયદંડના સોગન ખાઇને કહેવાને તૈયાર છું=I am prepared to swear by your rod of Justice.
Accuser, n. (ઍક્યુઝર)=આરોપ મૂકનાર. વાદી. Plaintiff.
Placed, v. t. (પ્લેસ્ડ)=મૂક્યો, Put.
Would speak falsely to the Judge, (વુડ સ્પીક ફૉલ્સલી ટુ ધી જજ)=ન્યાયાધીશ આગળ જુઠું બોલશે. Would tell a lie before the Judge.
Perhaps, adv. (પરહૅપ્સ)=કદાચ. Possibly.

To leave, inf. (ટુ લીવ)=છોડી જવાને. To go away from.
Certainly, adv. (સર્ટનલી)=જરૂર. Surely.
This stick is worth......gold=આ લાકડીની કિંમત સોનાના દસ સીક્કા જેટલી છે=The value of the stick is ten pieces of gold.
Out dropped, (આઉટ ડ્રૉપ્ડ)=બહાર નીકળી પડયા. Came out.
Were astonished, v. t. ( વેર ઍસ્ટોનીશ્ડ )=અજાયબી પામ્યા. Were surprised.
Was hidden, v. t. ( વૉઝ હીડન )=સંતાડેલું હતું. Was concealed.
Magic, n. (મૅજીક)=જાદુ. Charm.
Lucky, adj. (લકી)=નસીબદાર. Fortunate.
Guess, n. (ગેસ)= અટકળ. Conjecture.
Had noticed, v. t. (હૅડ નોટીસ્ડ)=જોયું હતું. Had marked.
Debtor, n. (ડેટર)=દેણદાર. One who owes.
This made Sancho think=From this Sancho thought =આથી સૅન્કોએ ધાર્યું.

એક મોટા સ્પેનના લેખકનો એક ઘણી રમુજી ચોપડી છે, જે ડૉન ક્વીકઝોટ નામના એક ઘરડા બહાદૂરની અને તેના નોકર સૅન્કો પાંઝાની વાર્તા કહે છે.

એક વખત સૅન્કોને એક ટાપુનો રાજા અથવા ન્યાયાધીશ બનાવવામાં આવ્યો. ઘણાખરા લોકો તેને મૂર્ખ ધારતા હતા અને જ્યારે તે ન્યાયાધીશ થશે ત્યારે તે મોટો મૂર્ખ બનશે એવી તેમને ખાત્રી હતી. પણ આપણે જલદીથી જોઇશું તેમ સૅન્કો ઘણી સામાન્ય બુદ્ધિવાળો પ્રમાણિક માણસ હતો.

એક દિવસ બે ઘરડા માણસોને તેની આગળ લાવવામાં આવ્યા. તેમાંના એકની પાસે એક મોટી નેતરની લાકડી હતી. બીજા જેની પાસે લાકડી ન હતી તેણે કહ્યું કે નામદાર! કેટલાક વખત અગાઉ મેં આ

માણસને દસ સોનાના સીક્કા ઉછીના આપ્યા હતા જે તેણે પાછા આપ્યા નથી. છતાં તે કહે છે કે મેં તે પાછા આપ્યા છે. તેથી હું આપ નામદારને તેને પૂછવાને વિનંતિ કરૂં છું અને જો તે પ્રતિજ્ઞાપૂર્વક આપની આગળ જાહેર કરશે કે તેણે મને આપ્યા છે તો હું સંતોષ માનીશ.

સૅન્કોએ પૂછ્યું "લાકડીવાળા બુઢ્ઢા ! આ વિષે તું શું કહે છે ?"

તે બુઢ્ઢાએ જવાબ આપ્યો "હું કબુલ કરૂં છું કે તેણે મને સોનું ધીર્યું હતું પણ મેં તેને પાછું આપ્યું છે. તેની ઇચ્છા એવી છે તો આપના ન્યાયદંડના સોગન ખાઇને કહેવા હું તૈયાર છું કે મેં તેને તેના પોતાના હાથમાં તેના પૈસા પાછા આપ્યા છે."

પછી ન્યાયાધીશે પોતાનો ન્યાયદંડ નીચે ધર્યો. જ્યારે તે માણસે ન્યાયાધીશના ન્યાયદંડ ઉપર પોતાનો જમણો હાથ મૂકયો અને મેં તેના પોતાના હાથમાં નાણું પાછું આપ્યું છે એમ જાહેર કર્યું તે વખતે તેણે પોતાની લાકડી પોતાના ઉપર આક્ષેપ મૂકનારને પકડવા આપી.

પછી ન્યાયાધીશે બીજા માણસને પૂછ્યું કે તારે શું કહેવાનું છે. તેણે જવાબ આપ્યો કે મારો બુઢ્ઢો મિત્ર ન્યાયાધીશની આગળ જુઠું બોલશે એવું હું ધારતો ન હતો અને પૈસા પાછા આપ્યાની વાત કદાચ હું પોતે ભૂલી ગયો હોઇશ.

પછી બીજાએ પોતાની લાકડી પાછી લીધી અને કોર્ટ છોડી જવાને વળ્યો, પણ સૅન્કોએ તેને પાછો બોલાવવાનો હુકમ કર્યો.

સૅન્કોએ કહ્યું "પ્રામાણિક માણસ, મને તે લાકડી જોવા દે."

તેણે જવાબ આપ્યો "જરૂર, સાહેબ. તે આ રહી."

સૅન્કોએ તે લીધી અને બીજા બુઢ્ઢાને આપી. તેણે કહ્યું "હવે તને તારાં નાણાં પાછાં મળ્યાં."

તે બુઢ્ઢાએ મોટેથી કહ્યું "એમ કેમ ? આ લાકડીની કિંમત સોના દસ સીક્કા જેટલી છે એમ તમે ધારો છો ?"

ન્યાયાધીશે કહ્યું "જરૂર." (તેણે) લાકડી ભાગવાનો હુકમ કર્યો. જ્યારે આમ કરવામાં આવ્યું ત્યારે સોનાના દસ સીક્કા બહાર નીકળી પડયા.

ત્યારે કોર્ટમાંના બધા લોકો અચંબો પામ્યા અને વિચારવા લાગ્યા કે આપણા ન્યાયાધીશ બીલકુલ મૂર્ખ નથી. લાકડીમાં સોનું સંતાડયું હતું તે તેણે શી રીતે શોધી કાઢયું તે તેઓ સમજી શકયા નહિ. શું તમે એમ ધારો છો કે તે જાદુથી શોધી કાઢયું કે તે માત્ર નસીબદાર અટકળ હતી ?

જ્યારે દેણદારે જાહેર કર્યું કે મેં પૈસા તે **બીજા માણસના પોતાના હાથમાં** પાછા આપ્યા છે તે વખતે તેણે લાકડી તે બીજા માણસને આપી હતી, પણ તેમ કર્યા પછી જલદીથી લાકડી પાછી લઇ લીધી હતી તે સૅન્કોએ જોયું હતું. આથી સૅન્કોએ ધાર્યું હતું કે પૈસા લાકડીમાં હોવા જોઇએ.

*Summary*—Once Sancho was made a judge. People thought him foolish, but he had much common sense. One day, two old persons came before him. One had a stick in his hand. The other man said "I lent ten pieces of gold to this man. He has not paid them back." "The other man said "I will put my right hand on your rod of justice and say that I have repaid them." The judge held down his rod. That old man gave his stick to other man to hold and put his right hand on the rod of justice and said "I have paid this man his money in his own hands." After doing so, he quickly took the stick back and turned to go out. Sancho called him back and the stick was broken. Ten pieces of gold came out. The other man was given his money. Thus Sancho found out the truth and all the people saw that he was not a fool.

---

# Lesson 31.

Suitor, n. (સ્યુટર)=પરણવાની માગણી કરનાર. Wooer.

Put off=મુલ્તવી રાખે છે=Postpone (પોસપોન) [ hunting.

Used to hunt=શિકાર કરતા હતા=Were in the habit of

Duke, n. (ડ્યુક)=પહેલી પદવીનો ઉમરાવ. Nobleman of the first rank. [ of this was that.

This was because=આનું કારણ એ હતું કે=The cause

Pleasant, adj. (પ્લેઝન્ટ)=મજાની. Pleasing.

### The Home-Coming of Odysseus-1.

### ઑડીસ્યસનું ઘેર આવવું-ભાગ ૧ લો.

Was wandering, v. i. (વૉઝ વૉન્ડરીંગ)=ભટકતો હતો. Was roaming.

Siege, n. (સીજ)=ઘેરો.

Alive, adj. (ઍલાઇવ)=જીવતો. Living.

She had no news of him=તેને તેના સમાચાર મળ્યા ન હતા= She did not hear any news of him.

Neighbourhood, n. (નેબરહુડ)=પાડોશ. Vicinity.

Refused, v. t. (રીફ્યુઝડ)=ના પાડી. Declined.

Promised, v. t. (પ્રોમીસ્ડ)=વચન આપ્યું Gave word.

To finish, v. t. (ટુ ફીનીશ)પુરૂં કરવું. To complete.

Maidens, n. (મેઇડન્સ)=દાસીઓ. Maid-servants.

Were weaving, v. t. (વૅર વીવીંગ)=વણતી હતી. ( Weave, Wove, Woven ).

To choose, v. t. (ટુ ચૂઝ)=પસંદ કરવું. To select.

As long as possible=બને ત્યાં સુધી=As long as she could.

To undo, v. t. (ટુ અન્ડુ)=ઉકેલી નાંખવું. To unweave.

Meanwhile, adv. (મીનવ્હાઇલ)=દરમીયાન. In the meantime.

Expense, n. (ઍક્સપેન્સ)=ખર્ચ. Cost.
Feasts, n. (ફીસ્ટસ)=મીજબાનીઓ. Dinners.
Begged, v. t. (બેગ્ડ)=વિનંતિ કરી. Requested.
To cease, inf. (ટુ સીઝ)=બંધ કરવાને. To stop.
Wasting, (વેઇસ્ટીંગ)=બગાડવાનું=Squandering.
Goods, n. (ગુડઝ)=માલ. Property.
Insolently, adv. (ઇન્સોલન્ટલી)=ઉદ્ધતાઇથી. Imprudently.
Returned to=ફરીને મંડતા હતા. Again resorted to.
Noisy, adj. (નૉઇઝી)=ઘોંઘાટ ભરેલું. Boisterous.
Cammanded, v. t. (કમાન્ડેડ)=ફરમાવ્યું. Ordered.
Laughed at him=તેને હસી કાઢતા હતા=Ridiculed him.
Friendly, adj. (ફ્રેન્ડલી)=અનુકૂળ. Favourable.
House, n. (હાઉસ)=કુટુંબ. Family.
Olympus, n. (ઑલીમ્પસ)=જે પર્વત ઉપર દેવો રહેતા તે. The mountain where Gods were supposed to live.
In time=વખત જતાં=In the course of time.
To overcome, v. t. (ટુ ઓવરકમ)=તાબે કરવું. To subdue.
Resistance, n. (રીઝીસ્ટન્સ)=સામા થવું તે. પ્રતિરોધ. Opposition.
Arranged, v. t. (ઍરેન્જડ)=ગોઠવણ કરી. Settled.
Native, adj. (નેટીવ)=જન્મનો. [ was his motherland.
Native island=જન્મભૂમિનો ટાપુ=The island which
Sailors, n. (સેઇલર્સ)=ખલાસીઓ. Crew.
Laid, v. t. (લેઇડ)=મૂક્યો. Put. Placed.
Property, n. (પ્રોપર્ટી)=મીલ્કત. Goods.
Dawn, n. (ડૉન)=પરોઢીયું. Day-break. [ awoken ).
Awoke, v. i. (અવોક)=જાગ્યો. Got up. ( Awake, awoke,
Foreign, adj. (ફૉરીન)=પારકું. Not one's own.

Foreign country=પરદેશ.
To conceal, v. t. (ટુ કન્સીલ)=સંતાડવું. To hide.
Face, n. (ફેઇસ)=દેખાવ. Appearance.
Had caused, v. t. (હૅડ કૅાઝડ)=બનાવ્યું હતું. Had created.
In the form of a shepherd=ભરવાડના રૂપમાં=As a shepherd.
Shepherd, n. (શેફર્ડ)=ભરવાડ. One who keeps sheep.
Suitable, adj. (સ્યુટેબલ)=અનુકૂળ. માફક આવે તેવી. Agreable.
Plenty, n. (પ્લેન્ટી)=પુષ્કળતા. Abundance.
Feeding, pre. p. (ફીડીંગ)=ચરાવવાને. Grazing.
Vine, n. (વાઇન)=દ્રાક્ષનો વેલો. Plant of grapes.
Abandant, adj. (એબન્ડન્ટ)=પુષ્કળ. Plenty.
Rainfall, n. (રેઇનફૅાલ)=વરસાદ. Falling of rain.
Caused the mist to rise=ધૂમસ દૂર કર્યું. Removed the mist.
Rejoiced, v. i. (રીજૅાઇસ્ડ)=રાજી થયો. Became glad.
Fell on his knees=ઘુંટણીએ પડયો=Knelt down.
To rid, v. t. (ટુ રીડ)=મુક્ત કરવું. To make free.
Swine-hard, n. (સ્વાઇન-હર્ડ)=ડુક્કર ચરાવનાર. One who keeps swine.
Prudent, adj. (પ્રુડન્ટ)=ડાહ્યો. Wise.
Faithful, adj. (ફેઇથફુલ)=નીમકહલાલ. Loyal. [ place.
Has happened, v. i. (હૅઝ હૅપન્ડ)=બન્યું છે. Has taken
And so that you may not be known=અને તું ઓળખાય નહિ એટલા માટે=And in order that you may not be recognised. [ Touched her rod to him.
Touched him with her rod=તેને પોતાના દંડથી અડકી=
Withered, v. i. (વીધર્ડ)=કરચલીઓ વળી. Wrinkled.
Dim, adj. (ડીમ)=ઝાંખી. Faint.

Were changed, v.t.(વૅર ચેઇન્જડ)=બદલાઈ ગયાં. Were altered.
Filthy, adj. (ફીલ્ધી)= ગંદાં. Dirty.
Rags, n. (રૅગ્ઝ)=ચીંથરાં. Torn clothes.

હવે જ્યારે ટ્રોયના ઘેરા પછી દસ વર્ષથી ઓડીસ્યસ ભટકતો હતો ત્યારે તેની સ્ત્રી પેનીલોપ જાણતી ન હતી કે તે જીવે છે કે મરી ગયો છે, કેમકે તેને આ લાંબા વખત સુધી તેના કાંઈ સમાચાર મળ્યા ન હતા. પાડોશના બધા લોકો કહેતા હતા કે તે મરી ગયો છે અને તેમાંના ઘણા પેનીલોપને પરણવાની માગણી કરનારા હતા.

ઓડીસ્યસ હજુ જીવે છે એવી આશા રાખીને પહેલાં તો પેનીલોપે લગનની માંગણી કરનારાઓમાંથી કોઇને પણ પરણવાની ના પાડી, પણ આખરે તેણે વચન આપ્યું કે જ્યારે હું અને મારી દાસીઓ જે લુગડાનો કકડો વણીએ છીએ તે પુરો થશે ત્યારે લગનની માગણી કરનારાઓમાંથી એકને મારા પતિ તરીકે પસંદ કરીશ.

છતાં બની શકે ત્યાં સુધી આ મુલ્તવી રાખવાનું તે ઇચ્છતી હતી અને તેથી દિવસે જે કપડું વણ્યું હોય તે રાત્રે તે ઉકેલી નાંખતી.

તે દરમીયાન લગનની માગણી કરનારાઓ દરરોજ ઓડીસ્યસના મહેલે આવતા હતા, જ્યાં તેઓ પોતાને માટે મીજબાનીઓ કરવા તેનાં ઘેટાં મારતા અને તેનો દારૂ પીતા તેને ખર્ચે રહેતા હતા.

જ્યારે ઓડીસ્યસની મીલ્કત બરબાદ કરવાનું બંધ કરવાને પેનીલોપે તેમને વિનંતિ કરી ત્યારે તેઓએ ઉદ્ધતાઇથી જવાબ આપ્યો અને પાછી પોતાની મીજબાની તથા ઘોંઘાટભર્યું ગાણું કરવા મંડયા; અને જ્યારે તેના પુત્ર ટેલીમેકસે તેમને ઘર છોડી જવા ફરમાવ્યું ત્યારે તેઓએ તેને હસી કાઢયો અને કહ્યું કે તું કદી ઇથાકાનો રાજા થવાનો નથી.

હવે પેલાસ એથીન નામની દેવી ઓડીસ્યસ અને તેના આખા કુટુંબને અનુકૂળ હતી. તેથી જ્યારે તેણે જોયું કે લગનની માગણી કરનારાઓ ઓડીસ્યસની મીલ્કત બરબાદ કરે છે અને વખત જતાં

તેઓ પેનીલોપનો પ્રતિરોધ હઠાવી દેશે, ત્યારે તેણે ઓડીસ્યસ ઘેર પાછો ફરે એવી ગોઠવણ કરી.

તેણે આ કેવી રીતે કર્યું તે કહેતાં વાર્તા ઘણી લાંબી થઇ જાય. પણ એક રાત્રે ઓડીસ્યસને તેની માતૃભૂમિના ઇથાકાના ટાપુએ વહાણમાં લાવવામાં આવ્યો. જ્યારે વહાણ કિનારે પહોંચ્યું ત્યારે તે ઉંઘતો હતો અને ખલાસીઓ તેને રેતીમાં લઇ ગયા અને ત્યાં તેને તેની નજીક તેના બધા માલ સાથે મૂકયો.

પરોઢીએ તે જાગ્યો, ઉઠયો અને પોતાની આસપાસ જોયું; પણ બધું વિચિત્ર જણાયું અને તેણે ધાર્યું કે હું પારકા મુલકમાં છું. આનું કારણ એ હતું કે પેલાસ એથીને બધી ચીજોનો દેખાવ સંતાડવાને તથા દરેક ચીજ વિચિત્ર દેખાડવાને ધૂમસ ઉત્પન્ન કર્યું હતું.

છતાં આખરે તે ઓડીસ્યસને ભરવાડના રૂપમાં દેખાઇ અને જ્યારે તેણે તેને પૂછયું કે હું કયા દેશમાં આવ્યો છું, ત્યારે તેણે જવાબ આપ્યો કે "ઇથાકામાં–તે દેશમાં જ્યાં ઘોડાઓને માટે અનુકૂળ ઝાઝી જમીન નથી, પણ જ્યાં અનાજને માટે પુષ્કળ સારી જમીન, તથા બકરાં અને બળદ ચરાવવા માટે જમીન છે અને જેમાં દ્રાક્ષ ઉગે છે અને પુષ્કળ વરસાદ પડે છે." પછી તેણે ધૂમસ દૂર કર્યું અને ઓડીસ્યસ પોતાની પ્રિય જન્મભુમિ જોઇને ઘણો ખુશી થયો, જેથી તે ઘુંટણીએ પડયો અને જમીનને ચુંબન કર્યું.

પછી તેને જણાયું કે જે પોતાની પાસે હતો તે ભરવાડ ન હતો પણ દેવી પેલાસ એથીન પોતે હતી. અને તેઓએ મળીને વાતો કરી. લગ્નની માગણી કરનારાઓથી તે પોતાના ઘરને કેવી રીતે મુક્ત કરી શકે અને પોતાની સ્ત્રી તથા પુત્ર સાથે પોતાનું (ઘર) ભોગવી શકે એ એથીને તેને કહ્યું,

તેણે કહ્યું "પણ સૌથી પહેલાં ડુક્કર ચારનાર યુમીઅસ જે ડાહ્યો અને વફાદાર છે તેને શોધી કાઢ, અને તે તારે ઘેર શું બન્યું છે તે તને કહેશે. અને તું ઓળખાય નહિ તેટલા માટે હું તને ઘરડા માણસ જેવો બનાવીશ."

તેથી તેણે તેને પોતાનો દંડ અડાડયો અને તે ઘરડા માણસ જેવો થઈ ગયો. તેની ચામડીએ કચલીઓ વળી, તેના વાળ ભુરા થયા, તેની આંખો ઝાંખી થઈ ગઈ અને તેનાં સુંદર કપડાં બદલાઇને ગંદાં ચીંથરાં થઇ ગયાં.

---

# Lesson 32.

## What became of them?=તેમનું શું થયું?

He was a rat...a rat=એક ઉંદર હતો અને એક ઉંદરડી હતી= There was a male rat and there was a female rat.

Did dwell, (ડીડ ડ્વેલ)=રહેતાં હતાં. Lived. ( To dwell, dwelt, dwelt. )

Witch, n. ( વીચ )=ડાકણ. A woman who practises [ magic.

Curling, adj. (કર્લિંગ)=વાંકી. વળેલી. Bent.

Excepting, pre. p. (ઍક્સેપ્ટીંગ)=સિવાય. Except.

Mine =મારી (પુંછડી)=My tail.

Cheese, n. (ચીઝ)=પનીર. Pressed curd.

Smelt, v. t. (સ્મૅલ્ટ)=સુંઘી. ( To smell, smelt, smelt. ).

Pronounced, v. t. (પ્રોનાઉન્સ્ડ)=જાહેર કરી. Declared.

Remarked, v. t. (રીમાર્કડ)=ટીકા કરી. Observed.

It would greatly add to=માં તે મોટો વધારો કરશે=It would very much increase.

Charms, n. (ચાર્મ્સ)=સુંદરતા. Beauty. [Dared to go out.

Ventured out, v. i. (વૅન્ચર્ડ આઉટ)=બહાર જવાની હીંમત કરી.

And I saw...pain=અને તેમને જતાં જોઇને મને દુઃખ થયું=And I was grieved to see them going.

Befell, v. t. (બીફૅલ)=આવી પડયું. Happened to.

એક ઉંદર હતો અને એક ઉંદરડી હતી. અને તેઓ એક દરમાં રહેતાં હતાં. અને બંને ડાકણની બીલાડી જેવાં કાળાં હતાં. અને તેઓ એક બીજાને સારી રીતે ચહાતાં હતાં.

તેને (=ઉંદરને) એક પુંછડી હતી અને તેને (ઉંદરડીને) એક પુંછડી હતી. બંને લાંબી, વળેલી અને સુંદર હતી. અને દરેક કહેતું કે "મારી પુંછડી બાદ કરતાં તારી પુંછડી દુનીઆમાં સૌથી સુંદર છે."

તેણે પનીર સુંધ્યું અને તેણે યે પનીર સુંધ્યું. અને તેઓ બંનેએ તેને સારૂં જાહેર કર્યું: અને બંનેએ ટીકા કરી કે (કહ્યું કે) તે આપણા રોજના ખોરાકની સુંદરતા ઘણો ઉમેરો કરશે.

તેથી તેણે બહાર જવાની હિંમત કરી અને તેણે યે બહાર જવાની હિંમત કરી. અને તેમને જતાં જોઇને મને દુઃખ થયું. પણ તેમને શું થયું તે હું કદી કહી શકીશ નહિ કેમકે તેઓ કદી પાછાં આવ્યાં નહિ.

---

# Lesson 33.

Difficulty, n. (ડીફીકલ્ટી)=મુશ્કેલી. Trouble.

By turns=વારા ફરતી. Alternately.

Million=દસલાખ. Five million=પચાસ લાખ.=Fifty lacs.

In all=કુલ=Altogether.

## The Home-Coming of Odysseus-II.

## ઓડીસ્યસનું ઘેર આવવું-ભાગ ર જો.

Accordingly, adv. (ઍકૉર્ડીં-ગલી)=તે પ્રમાણે. So.

Making himself=પોતાને માટે બનાવતો=Preparing for himself.

Even then=તે વખતે પણ=Even at that time.

Saw, n. (સાઉ)=ડુક્કરી. Female pig.

Fierce, adj. (ફીઅર્સ)=ઝનુની. Furious.

Of course=અલબત=Certainly.

Treated, v. t. (ટ્રીટેડ)=વર્ત્યો. Behaved towards.

No doubt=ખરેખર=Certainly.
Wealthy, adj. (વેલ્થી)=પૈસાદાર. Rich.
Herds, n. (હર્ડ્ઝ)=ટોળાં. Flocks.
Had possessed, v. t. (હૅડ પઝેઝ્ડ)=ને હતાં. Had got.
He had possessed=Were owned by him.
Wicked, adj. (વીકેડ)=દુષ્ટ. Sinful.
Surely, adv. (સ્યૂરલી)=ચોક્કસ. Certainly.
He will be revenged on those=તેઓના ઉપર તેનું વેર લેશે=
He will take revenge upon those.
To shame, v. t. (ટુ શેઈમ)=લાજ લેવી. To disgrace.
To visit, inf. (ટુ વીઝીટ)=મળવાને. To see. [astonished.
Was surprised, v. t. (વૉઝ સરપ્રાઇઝ્ડ)=અચંબો પામ્યો Was
Stranger, n. (સ્ટ્રેન્જર)=અજાણ્યો માણસ. Unknown person.
Feared, v. t. (ફીઅર્ડ)=બીતો હતો. Was afraid.
To ill-treat, v. t. (ટુ ઇલટ્રીટ)=પજવવું. હેરાન કરવું. To harass.
Yelping, pre. p. (યેલ્પીંગ)=બુમો પાડતા. Crying.
Handsome, adj. (હૅન્ડસમ)=ખૂબસુરત. Beautiful.
In the prime of life=In full youth=ભરજુવાનીમાં.
Clothed, p. p. (ક્લોધ્ડ)=પહેરાવેલો. Dressed.
Garments, n. (ગાર્મેન્ટસ)=કપડાં. Clothes.
Persuading, pre. p. (પર્સ્વેડીંગ)=સમજાવતાં. Making believe.
Persuading his son=Making his son believe.
Really, adv. (રીઅલી)=ખરેખર. In fact. [ satisfied.
Was convinced, v. t. (વૉઝ કન્વીન્સ્ડ)=ને ખાતરી થઇ. Was
Help, n. (હૅલ્પ)=મદદ. Assistance.
Weeping and rejoicing by turns=ઘડીમાં રોતા અને ઘડીમાં
રાજી થતા=Alternately weeping and becoming glad.

To overcome, v. t. (ટુ ઓવરકમ)=દબાવી દેવું. To subdue.
To restrain, v. t. (ટુ રીસ્ટ્રેઇન)=કાબુમાં રાખવું. To control.
To defend, v. t. (ટુ ડીફેન્ડ)=બચાવ કરવો. To protect.
Added, v. t. (ઍડેડ)=ઉમેર્યું. Said further.
Weapons, n. (વેપન્સ)=હથીઆર.
Convenient, adj. (કન્વીનીઅન્ટ)=સગવડ ભરેલી. Suitable.
Spear, n. (સ્પીઅર)=ભાલો. Shield, n. (શીલ્ડ)=ઢાલ.

તે મૂજબ ઓડીસ્યસ યુમીઅસને ઘેર ગયો અને તેને બહાર બેસીને પોતાને માટે બુટની જોડ બનાવતો જોયો. જો કે લગ્નની માગણી કરનારાઓએ ઘણાં ડુક્કરોને મારી નાંખ્યાં હતાં અને ખાઇ ગયા હતા અને તે વખતે પણ તેનો એક નોકર તેમને માટે એક જાડી ડુક્કરી લઇ શહેરમાં ગયો હતો, તો પણ હજુ તેની પાસે સેંકડો ડુક્કર હતાં.

તે ડુક્કરના રખેવાળ ઝનુની કુતરાઓ ઓડીસ્યસને જોતાં વેંત ભસતા દોડયા, પણ યુમીઅસ દોડી ગયો અને પથરાથી તેમને હાંકી કાઢયા. અલબત તેણે ઓડીસ્યસને ઓળખ્યો નહિ, પણ ધાર્યું કે તે કોઇ ગરીબ બુઢ્ઢો છે; પણ તે તેને ઘરમાં લઇ ગયો અને તેની સાથે માયાળુપણે વર્ત્યો અને તેની આગળ ખોરાક મૂકયો.

ઓડીસ્યસ ખાતો હતો તે વખતે યુમીઅસે પોતાના શેઠ રાજાની કે જે બેશક મરી ગયો હતો તેની વાત કરવા માંડી. અને તે કેટલો ધનવાન હતો—ઢોર, બકરાં અને ડુક્કરનાં કેટલાં બધાં ટોળાં તેને હતાં—અને લગ્નની માગણી કરનારા દુષ્ટો તેનું ધન કેવી રીતે બરબાદ કરતા હતા તે તેણે કહ્યું.

ઓડીસ્યસે પૂછ્યું કે આ મોટો માણસ કોણ છે અને જ્યારે તેણે પોતાનું નામ સાંભળ્યું ત્યારે તેણે કહ્યું કે "ઓડીસ્યસ જીવતો છે અને જરૂર પાછો આવશે. એક મહીનામાં તે પોતાના દેશમાં હશે અને જે લોકો તેનું ધન બરબાદ કરે છે અને તેના પુત્ર તથા સ્ત્રીની લાજ લે છે તેમના ઉપર વેર લેશે."

બીજે દિવસે સવારે ટેલીમેકસ વફાદાર યુમીઅસને મળવા આવ્યો અને તેની સાથે અજાણ્યા માણસને જોઇને અચંબો પામ્યો. તે ઘરડા માણસને પોતાને ઘેર લઇ જવાની તેણે ઇચ્છા કરી પણ લગ્નની માગણી કરનારા તેને હેરાન કરશે એવી તેને બીક લાગી.

જ્યારે તેઓ આની વાત કરતા હતા ત્યારે એથીન બારણામાં દેખાઈ, પણ દેવો જેની નજરે પડવા ચાહે છે તેમની જ નજરે પડે છે તેથી ફક્ત ઓડીસ્યસે તેને જોઇ. છતાં કુતરાઓએ તેને જોઇ, પણ તેઓ ભસ્યા નહિ, પરંતુ ભયથી બૂમો પાડતા નાસી ગયા.

ઓડીસ્યસ દેવી પાસે ગયો અને તેણે (દેવીએ) તેને કહ્યું કે તારે ટેલીમેકસને બધું કહેવું જોઇએ. પછી તેણે તેને પોતાનો દંડ અડાડ્યો અને તે એકવાર ફરીને નવાં સ્વચ્છ વસ્ત્ર પહેરેલો ભરજુવાનીમાં આવેલો એક ખૂબસુરત માણસ થયો.

જ્યારે ટેલીમેકસે તેને જોયો ત્યારે તે અચંબો પામ્યો અને તે દેવ છે એમ ધાર્યું. ઓડીસ્યસને પોતે તેનો બાપ છે એવું પોતાના પુત્રને સમજાવતાં ઘણી મુસ્કેલી પડી, પણ આખરે ટેલીમેકસને ખાનરી થઇ અને તેઓ લગભગ સૂર્યાસ્ત થયો ત્યાં સુધી ઘડીમાં રોતા અને ઘડીમાં ખુશ થતા બેઠા.

છેવટે ઓડીસ્યસે પૂછ્યું કે લગ્નની માગણી કરનારાઓ કેટલા છે. અને ટેલીમેકસે તેને કહ્યું કે તેઓ અને તેઓના નોકરો મળીને કુલ એકસો સત્તર માણસો કરતાં ઓછા નથી. ( ઓછામાં ઓછા એકસો સત્તર માણસ છે ). ઓડીસ્યસે કહ્યું કે પેલાસ એથીનની મદદથી આવડી મોટી માણસની સંખ્યાને પણ આપણે હઠાવી શકીશું.

વળી તેણે ટેલીમેકસને કહ્યું કે હું ઘરડા માણસની સંખ્યાને પણ આપણે હઠાવી શકીશું.

વળી તેણે ટેલીમેકસને કહ્યું કે હું ઘરડા માણસના રૂપમાં મહેલમાં આવીશ અને લગ્નની માગણી કરનારાઓ મને હેરાન કરે તો પણ તારે કાબુ રાખવો અને મારો બચાવ કરવાનો પ્રયત્ન કરવો. તેણે ઉમેર્યું કે

મારા ઘરના ઓરડામાંથી બધાં હથીઆરો બહાર કાઢજે અને જો લગનની માગણી કરનારા આમ શા માટે કરે છે એમ પૂછે તો કહેજે કે તે ધૂળ ધુમાડાથી મેલાં થયાં છે અને તેમને સાફ કરાવવવાની મારી ઇચ્છા છે. પણ આપણા દરેકને માટે એક તરવાર, એક ભાલો અને એક ઢાલ કોઇ સગવડવાળી જગ્યાએ મૂકજે.

તે રાત્રે પેલાસ એથીન ફરીને દેખાઇ અને ઓડીસ્યસને પોતાનો દંડ અડાડયો, જેથી તે ફરીને ઘરડા ભીખારી જેવો થઇ ગયો.

---

# Lesson 34.

## The Home-Coming of Odysseus-III.

## ઓડીસ્યસનું ઘેર આવવું-ભાગ ૩ જો.

Towards evening, (ટાવર્ડ્ઝ ઇવિનીંગ)=સાંજને વખતે. In the evening.

To lead, inf. (ટુ લીડ)=લઇ જવાને. To conduct. [length.

Stretched, p. p. (સ્ટ્રેચ્ડ)=લાંબે થઇને પડેલો. Lying at full

Favourite, adj. (ફેવરીટ)=માનીતો. Dear.

Companion, n. (કમ્પેનીઅન)=સાથી. Friend.

Feebly, adv. (ફીબલી)=નબળાઇથી. Weakly.

Wagged, v. t. (વૅગ્ડ)=હલાવી. Shook. [venture to speak.

Dare not speak=બોલવાની હીંમત કરી નહિ=Did not

Meat, n. (મીટ)=માંસ.

Leader, n. (લીડર)=આગેવાન. નાયક. Chief. [ out.

To turn him out=તેને બહાર કાઢી મૂકવાને=To drive him

Wasters, n. (વેઇસ્ટર્સ)=બરબાદ કરનારા. Those who waste.

Spoilers, n. ( સ્પૉઇલિર્સ )=બગાડનારા. ભંગ પાડનારા. Those who spoil.

Alms, n. (આમ્સ)=ભીખ. Charitable gift.
Firm, adj. (ફર્મ)=મક્કમ. Resolute. [ ling.
Restraining, pre. p. (રીસ્ટ્રેઇનીંગ)=કાબુમાં રાખતો. Control-
Supper, n. (સપર)=વાળુ.
Collected, v. t. (કલેક્ટેડ)=એકઠાં કર્યાં. Gathered.
Shut them up in one room=એક ઓરડીમાં ભરીને તેને બંધ કરી=Put them in a room and shut it.
Filthy, adj. (ફીલ્થી)=ગંદો. Dirty.
To prepare a bath=નહાવાનો સામાન તૈયાર કરવાને=To make preparations for bathing.
Scar, n. (સ્કાર)=ચાંદું. Mark.
Wound, n. (વુન્ડ)=ઘા. Injury.
He had received=તેને લાગ્યો હતો=Was inflicted on him.
Boar, n. (બોર)=જંગલી ડુક્કર. Wild pig.
Foster-child, n. (ફૉસ્ટર ચાઈલ્ડ)=ધવડાવેલું બાળક. Child nursed by a woman other than the mother.
Upset, v. t. (અપ સેટ)ઉંધું વાળ્યું. Turned over.
Throat, n. (થ્રોટ)=ગરદન. Neck.
Commanded, v. t. (કમાન્ડેડ)=હુકમ કર્યો. Ordered.
Determined, v. t. (ડીટરમીન્ડ)=નક્કી કર્યું હતું. Resolved.
To propose, inf. (ટુ પ્રોપોઝ)=દરખાસ્ત કરવાને. સૂચવવાને. To suggest.
Trial, n. (ટ્રાયલ)=અજમાયશ. Test.
Skill, n. (સ્કીલ)=કુશળતા. Cleverness.
Did best=સૌથી સારૂં કરે=Excelled. [ of axes.
Axe-heads, n. (એક્સ-હેડ્ઝ)=કુહાડીનાં ફળાં. Top pieces
Shall be stuck=ખોસવામાં આવશે=Shall be fixed.

Upright, adj. (અપરાઇટ)=ઉભાં. In erect position.
Handles, n. (હૅન્ડલ્સ)=હાથા. Arms.
Agreed, v. t. (ઍગ્રીડ)=સંમત થયો. Admitted.
Deciding, pre. p. (ડીસાઇડીંગ)=નિર્ણય કરવો તે. Settling.
Contest, n. (કૉન્ટેસ્ટ)=હરીફાઇ. Competition.

બીજે દિવસે સાંજને વખતે ઓડીસ્યસ જે હજુ ભીખારીના વેશમાં હતો તેણે પોતાને મહેલમાં લઇ જવા* યુમીઅસને કહ્યું. જ્યારે તેઓ દરવાજે આવ્યા ત્યારે તેમણે ઓડીસ્યસના ઘરડા કુતરા આરગસને કે જે વીસ વર્ષ પહેલાં તેનો માનીતો સાથી હતો તેને બહાર લાંબો થઇને પડેલો જોયો. ઘરડા કુતરાએ પોતાના માલીકને ઓળખ્યો અને પોતાના કાન પાછા કર્યા અને હળવેથી પોતાની પુંછડી હલાવી; પણ ઓડીસ્યસે તેની સાથે બોલવાની હિંમત કરી નહિ અને ઘરમાં આગળ ગયો.

ટેલીમેકસ તેને મળ્યો અને તેને બેઠક આપી અને તેને માટે રોટલો તથા માંસ મોકલ્યું અને તેને લગ્નની માગણી કરનારાઓમાં ફરવાને અને તેમની પાસે ભીખ માગવાને કહ્યું, કેમકે દરેક જણ તેને ભીખારી ધારતો હતો.

લગ્નની માગણી કરનારાઓમાંથી કેટલાકે તેને આપ્યું, પણ તે કોણ છે તે કોઈ જાણતું નથી અને ભીખારીઓ મીજબાનીઓ બરબાદ કરનારા અને બગાડનારા છે એમ કહીને તેમનો સરદાર એન્ટીનસ તેને શહેરમાંથી હાંકી કાઢવા માગતો હતો; અને જ્યારે છેવટે ઓડીસ્યસ ભીખ માગતો તેની પાસે આવ્યો ત્યારે તેણે તે ઘરડા ભીખારીને સ્ટુલ માર્યું. ઓડીસ્યસ મક્કમ ઉભો રહ્યો અને કાબુમાં રહીને દરવાજા આગળ પોતાની જગ્યાએ પાછો ગયો.

તેઓએ વાળુ પુરૂ કર્યું ને પછી લગ્નની માગણી કરનારાઓ બધા પોતપોતાને ઘેર ગયા. પછી ઓડીસ્યસ અને ટેલીમેકસે ઘરમાંનાં બધાં હથીઆર એકઠાં કર્યા અને તેમને ઓરડીમાં મૂકી તે બંધ કરી.

પેનીલોપે ઘરમાં આવેલા અજાણ્યા માણસ વિષે સાંભળ્યું હતું અને જ્યારે લગ્નની માગણી કરનારાઓ જતા રહ્યા ત્યારે તે પોતાના ઓરડામાંથી આવી અને ઓડીસ્યસ સાથે ઘણી વાત કરી, જેણે (ઓડીસ્યસે) તેને કહ્યું કે હું તારા ધણીને ઓળખું છું અને તે હજુ જીવે છે અને જલદીથી પાછો ફરશે. પછી તે ગંદો હતો અને ચીંથરાં પહેર્યાં હતા તેથી પેનીલોપે પોતાની નર્સને બોલાવી અને તેને માટે નહાવાની તૈયારી કરવાને તથા તેના પગ ધોવાને કહ્યું. તેથી તે ઘરડી નર્સ ગરમ પાણીથી ભરેલું પિત્તળનું વાસણ લાવી અને તેના પગ ધોયા.

પણ આમ કરતાં તેણે શિકાર કરતાં ઘણા વખત પહેલાં જંગલી ભુંડથી તેને પડેલા ઘાનું ચાઠું જોયું અને તેણે જાણ્યું કે તે પોતે ઉછેરેલો બાળક તથા પોતાનો શેઠ છે. તેને એટલી બધી નવાઇ લાગી કે તેનો પગ વાસણમાં પડયો અને તેને ઉંધું વાળ્યું. પણ ઓડી-સ્યસે તેની ગરદન પકડી અને તેણે વચન આપ્યું કે તું કોણ છું તે કોઇ મારી પાસેથી જાણશે નહિ.

આ પછી પેનીલોપે ફરી ઓડીસ્યસ સાથે વાતો કરી અને તેને કહ્યું કે મેં લગ્નની માગણી કરનારાઓને બળ અને કુશળતાની અજ-માયશ સૂચવવાનું અને જે માણસ તેમાં સૌથી ચઢી જાય તેને પરણ-વાનું નક્કી કર્યું છે.

તેણે કહ્યું કે "બાર કુહાડીનાં ફળાં જમીનમાં એક હારમાં ઉભાં ખોસવામાં આવશે અને દરેક જણ ઓડીસ્યસનું ધનુષ વાળવાને (ચઢાવવાને) અને કુહાડીનાં ફળાંના હાથા માટેનાં બધાં કાણાંમાંથી પસાર થાય એમ બાણ છોડવાને પ્રયત્ન કરશે."

ઓડીસ્યસ સંમત થયો કે તે બાબતનો નિર્ણય કરવાનો આ સારો રસ્તો છે. તેણે કહ્યું "પણ, હરિફાઇ માટે તારો પતિ કાલે વખતસર હાજર થશે."

# Lesson 35.

To field, inf. (ટુ ફીલ્ડ)=ફીલ્ડીંગ ભરવાને.

Together, adv. (ટુગૅધર)=સાથે.

Are in use=Are used=વપરાતાં હોય છે.

Are out of use=Are not used=વપરાતાં હોતાં નથી.

From want of use=Owing to their not being used =ન વપરાવાને લીધે.

Worm-eaten, adj. (વર્મ-ઈટન)=કીડાઓથી ખવાઇ ગએલાં. Eaten [up by worms.

Lest, conj. (લેસ્ટ)=રખેને. For fear that.

To slip, v. i. (ટુ સ્લીપ)=લપસી જવું. To slide down.

In order to=ને માટે=With a view to.

In order=ક્રમમાં=One after another.

In good order=સારી સ્થિતિમાં=In good condition.

Orders, n. (ઑાર્ડર્સ)=હુકમો. Commands. [ and in order.

To march, v. i. (ટુ માર્ચ)=કુચ કરવી. To move by steps.

## The Home-coming of Odysseus-IV.

## ઓડીસ્યસનું ઘેર આવવું-ભાગ ૪ થો.

Exactly, adv. (ઍક્ઝેક્ટલી)=બરાબર. Accurately.

Order, n. (ઓાર્ડર)=ક્રમ.

To contend, v. i. (ટુ કન્ટેન્ડ)=હરીફાઇ કરવી. To compete.

To string, inf.(ટુ સ્ટ્રીંગ)=પણછ ચઢાવવાને.To tighten the string.

Was strong enough=Was so strong that he could bend and string the bow=જોઇએ તેટલો જબરો હતો.

Stiff, adj. (સ્ટીફ)=અક્કડ. કઠણ. Hard. [ in use.

From want of use=નહિ વપરાવાને લીધે=Being not

Fat, n. (ફૅટ)=ચરબી. Grease. [ fat.

To grease, inf. (ટુ ગ્રીઝ)=ચરબી લગાડવાને. To smear with

Supple, adj.(સપલ)=નરમ. Elastic.
In vain=ફોગટ=Useless.
Revealed, v. t. (રીવીલ્ડ)=જાહેર કર્યો. Made known.
Slaying, Ger. (સ્લેઇંગ)=મારી નાંખવું તે. Killing.
Asked to be allowed=પરવાનગી માગી=Asked permission
Mocked, v. t. (મૉક્ડ)=મશ્કરી કરી. Joked.
Quiver, n. (ક્વીવર)=ભાથો. Sheath.
Examined, v. t. (ઍકઝામી-ડ)=તપાસ્યું. Marked.
Lest, conj. ( લેસ્ટ)=રખેને. For fear that.
Stealer, n. (સ્ટીલર)=ચોરનાર. Thief.
Strung=પણછ ચઢાવી. ( To string, strung, strung. )
Harp player=સારંગી વગાડનાર=One who plays on harp.
Stretches, v. t. (સ્ટ્રેચીઝ)=તંગ કરે છે. Tightens.
Fitted, v. t. (ફીટેડ)=ગોઠવ્યું. Fixed.
Let fly=છોડ્યું=Shot.
Leaped, v. i. (લીપ્ડ)=કુદીને ગયો. Jumped.
Threshold, n. (થ્રેશહોલ્ડ)=ઉંબરો. The stone or piece of wood which lies under a door.
Poured out, (પોર્ડ આઉટ)=બહાર કાઢ્યો. Took out.
Is finished, v. t. (ઇઝ ફીનીશ્ડ) પુરો થયો છે. Is over.
Mark, n. (માર્ક)=નીશાન. Aim.
To hit, v. t. (ટુ હીટ)=મારવું. To strike ( To strike, struck, struck. )
Shot Antinous through the neck=એન્ટીનસની ગરદનની આરપાર બાણ માર્યું=Threw an arrow which passed through the neck of Antinous.
Overturning, pre. p. (ઓવર ટર્નીંગ)=ઉંધું વાળતાં. Upsetting.
Started up, v. i. (સ્ટાર્ટેડ અપ)=ચમકી ઉઠ્યાં. Startled up.

Locked, v. t. (લૉક્ડ)=બંધ કર્યાં હતાં. Bolted.
Have wooed, v. t. (હૅવ વુડ)=લગ્નની માગણી કરી છે. Courted.
Vengeance, n. (વેન્જીઅન્સ)=વેર. Revenge.
Terrible, adj. (ટેરીબલ)=ભયંકર. Furious.
Battle, n. (બૅટલ)=લડાઈ. Fight.
Helmets, n. (હેલમેટસ)=લશ્કરી ટોપીઓ. Military caps.
Chamber, n. (ચેમ્બર)=ઓરડો. Room.
Armed, p. p. (આર્મ્ડ)=સજ્જ થઇને. Equipped with.
To wound, inf. (ટુ વુન્ડ)=ઘાયલ કરવાને. To injure.
To succeed, v. i. (ટુ સકસીડ)=ફતેહમંદ થવું. To be successful.
To protect, v. t. (ટુ પ્રોટેક્ટ)=રક્ષણ કરવું. To guard.
Pursued, v. t. (પરસ્યુડ)=પાછળ પડયા. Chased.
Slew, v. t. (સ્લ્યુ)=મારી નાખ્યા. Killed. (To slay, slew, slain).
To imagine, v. t. (ટુ ઇમેજીન)=ધારવું. To think.

બીજે દિવસે તે પ્રમાણે પેનીલોપે લગ્નની માગણી કરનારાઓને તે હરીફાઇની સૂચના કરી અને તેઓએ તે કબુલ કરી. ટેલીમેકસે બાર કુહાડીનાં ફળાં બરાબર એક હારમાં ગોઠવ્યાં અને લગ્નની માગણી કરનારાઓએ પોતે કયા ક્રમમાં હરીફાઇ કરવી તે આપસમાં નક્કી કર્યું.

પછી ઓડીસ્યસનું મોટું ધનુષ્ય લાવવામાં આવ્યું અને લગ્નની માગણી કરનારાઓએ એક પછી એક તે વાળવાનો ને પણછ ચઢાવવાનો પ્રયત્ન કર્યો; પણ તેમનામાંથી કોઇ એટલો જોરાવર ન હતો. એન્ટીનસે કહ્યું કે તે નહિ વાપરવાને લીધે અક્કડ થઈ ગયું છે અને તેણે ચરબી લાવવાને અને તેને દેવતા ઉપર ગરમ કરવાને તથા ધનુષ્યને વધારે નરમ કરવાને ચરબી ચોપડવાને કહ્યું. પણ બધું ફોગટ ગયું; તો પણ કોઈ તેને વાળી શક્યું નહિ. તે દરમીઆન ઓડીસ્યસ ઘર બહાર ગયો અને ત્યાં તેણે યુમીઅસને તથા પોતાના જુના નોકરોમાંના એકને પોતાની ઓળખાણ પાડી; અને તેઓ રાજી થયા તથા લગ્નની માગણી કરનારાઓને મારી નાંખવામાં મદદ કરવાને ખુશીથી વચન આપ્યું.

તે પાછો ઘરમાં ગયો અને ધનુષ્યને પણછ ચઢાવવાની રજા માગી. એન્ટીનસ અને બીજા લગ્નની માગણી કરનારા હસ્યા અને તેની મશ્કરી કરવા લાગ્યા, પણ ટેલીમેકસે કહ્યું કે તે ઘરમાં એકલો હું જ હુકમ આપી શકું અને (તેણે) ઓડીસ્યસને ધનુષ્ય તથા બાણથી ભરેલો ભાથો આપવા યુમીઅસને કહ્યું.

તેણે ધનુષ્ય લીધું અને તેને કાળજીપૂર્વક તપાસ્યું. કેમકે રખેને તે લાંબો વખત નહિ વપરાવાથી કીડાઓથી ખવાઇ ગયું હોય. જ્યારે લગ્નની માગણી કરનારાઓએ તેને કેમ કરતાં જોયો ત્યારે તેઓએ ફરીને તેની મશ્કરી કરી કહ્યું કે, નક્કી આ કોઈ ધનુષ્યનો ચોરનાર છે અથવા તો તેની પાસે ઘેર આવું એક છે અથવા તો તે તેના જેવું ધનુષ્ય બનાવવા ઇચ્છે છે.

પણ ઓડીસ્યસને જણાયું કે ધનુષ્ય સારી સ્થિતિમાં છે અને સારંગી વગાડનાર પોતાની સારંગી ઉપર નવી દોરી જેટલી સહેલાઇથી ચઢાવે છે તેટલી સહેલાઇથી તેણે તેને વાળ્યું અને પણછ ચઢાવી અને દોરી ઉપર એક બાણ ગોઠવીને છોડયું. અને તે બાણ કુહાડીનાં ફળાંનાં બધાં કાણાંમાંથી પસાર થયું અને ઘરના દરવાજામાં થઇને દૂર ઉડયું.

પછી તેણે પોતાનાં ચીંથરાં ફેંકી દીધાં અને એક હાથમાં ધનુષ્ય અને બીજામાં ભાથો રાખીને કુદીને ઉંબરા ઉપર ગયો. અને ટેલીમેકસ એક ભાલો અને એક તલવાર લઇને તેની પાસે ઉભો. પછી ઓડીસ્યસે ભાથામાંથી બધાં બાણ બહાર કાઢયાં અને એક બીજા ધનુષ્ય ઉપર ચઢાવીને કહ્યું કે " એક હરીફાઇ પુરી થઈ છે, પણ હવે હું બીજું એવું નિશાન પ્રયત્ન કરીને મારીશ કે જે હજુ સુધી કોઇએ પણ માર્યું નહિ હોય." એમ કહીને તેણે એન્ટીનસની ગરદનની આરપાર બાણ માર્યું. જેથી તે ટેબલ અને જેનાથી તે ભરેલું હતું તે માંસ તથા દારૂને ઉંધો વાળતો નીચે પડયો.

લગ્નની માગણી કરનારાઓ ચમકી ઉઠયા અને હથીઆર માટે દોડયા; પણ તે બધાં લઈ લેવામાં આવ્યાં હતાં. તેઓએ ઘરની બહાર

નીકળવાનો પ્રયત્ન કર્યો; પણ યુમીઅસે બધાં બારણાં બંધ કર્યાં હતાં અને ઓડીસ્યસે કહ્યું, "ઓ કુતરાઓ! ટ્રોજન લડાઇમાંથી હું કદી પાછો ફરીશ નહિ એમ તમે ધારતા હતા અને દેવોના કે મનુષ્યના વેરની બીક રાખ્યા વગર તમે મારી મીલ્કત બરબાદ કરી છે તથા મારી સ્ત્રી પાસે પ્રેમની માગણી કરી છે; પણ હવે તમે બધા નક્કી મરશો."

પછી લગ્નની માગણી કરનારાઓ અને ઓડીસ્યસ, ટેલીમેકસ તથા તેમના બે વફાદાર નોકરો વચ્ચે ભયંકર લડાઇ થઈ. ઓડીસ્યસે પોતાનાં બાણોથી લગ્નની માગણી કરનારાઓને દૂર રાખ્યા તે દરમીઆન ટેલીમેકસ પોતાના માટે, પોતાના પિતાને માટે તથા બે નોકરો માટે ટોપ, ઢાલો તથા ભાલા લાવ્યો.

લગ્નની માગણી કરનારાઓ પાસે પોતાની તરવારો હતી અને પાછળથી જે ઓરડામાં ટેલીમેકસે (હથીઆર) મૂકયાં હતાં તેમાંથી ભાલા તથા ઢાલો પણ તેમણે મેળવી. આ હથીઆરોથી સજ્જ થઇને ઓડી-સ્યસને ઘાયલ કરવાને તેમણે ઘણી વખત પ્રયત્ન કર્યો. જો પેલાસ એથીને તેનું રક્ષણ કર્યું ન હોત તો કદાચ તેઓ ફતેહમંદ થયા હોત. પણ છેવટે તેઓ ઘરમાંથી નાઠા અને ઓડીસ્યસ તથા તેના મિત્રો તેમની પાછળ પડયા અને તેમને બધાને મારી નાખ્યા.

પોતે ઓડીસ્યસ જ છે એવું પેનીલોપને સમજાવતાં ઓડીસ્યસને મુશ્કેલી પડી; તોપણ જ્યારે ઓડીસ્યસે તેને પોતાની ઓળખાણ પાડી ત્યારે તે કેવી ખુશી થઇ હશે તે તમે ધારી શકો. તો પણ, તેણે તેને સમજાવી અને તે એકવાર ફરીને ઇથાકાનો રાજા થયો અને જ્યારે તે મરણ પામ્યો ત્યારે તેની પાછળ ટેલીમેકસ રાજા થયો.

---

# Lesson 36.

Tresses, n. (ટ્રેસીસ)=લટો. Ringlets. Knots.

Should be well printed=સારી રીતે છાપવી જોઇએ.

## Snow and Ice=બરફ અને આઇસ.

Lives, n. (લાઇવ્ઝ)=જીંદગીઓ. (Life નું બહુ વચન).

To imagine, v. t. (ટુ ઇમેજીન)=કલ્પના કરવી. To guess.

Feathers, n. (ફેધર્સ)=પીંછાં. Plumes.

In the first place=પ્રથમ તો=Firstly.

In the second place=બીજું=Secondly.

Hardly, adv. (હાર્ડલી)=ભાગ્યે જ. Scarcely.

Snowball, n. (સ્નોબૉલ)=બરફનો દડો. Ball made of snow.

Rolling, Ger. (રોલીંગ)=ગબડાવવું તે. Moving.

Gets larger=મોટો થાય છે=Becomes bigger. [compressed.

When pressed=(વ્હેન પ્રેસ્ડ)=જ્યારે તે દબાય છે=When it is

Binds, v. i. (બાઇન્ડસ)=ભેગો બંધાય છે. Sticks together.

Hill stations, n. (હીલ સ્ટેશન્સ)=ટેકરી ઉપરનાં મથકો. Places situated on hills. [ border of India.

Frontier, adj. (ફ્રન્ટીઅર)=સરહદ ઉપરના. Situated on the

Provinces, n. (પ્રૉવીન્સીસ)=પ્રાંતો Divisions of a country.

Water-vepour, n. (વૉટર વેપર)=વરાળ.

Is frozen, v. t. (ઇઝ ફ્રોઝન)=ઠરી જાય છે. Becomes congealed.

Melts, v. i. (મેલ્ટસ)=ઓગળે છે. Becomes liquid.

Weather, n. (વૅધર)=હવા. Atmosphere.

So formed=એવી રીતે બનેલું=So made.

Steep, n. (સ્ટીપ)=ઉભા. Precipitate.

Slides, v. i. (સ્લાઇડસ)=સરકી જાય છે. Slips.

Weight, n. (વેઇટ)=વજન. Load.

Quantities, n. (ક્વૅાન્ટીટીઝ)=જથા. Bulks.
Cause death=મૃત્યુ નીપજાવે છે=Kills.
Snow-slides, n. (સ્નો સ્લાઇડિઝ)=બરફનું સરકવું તે.
Valleys, n. (વૅલીઝ)=ખીણો. Glens.
Common, adj. (કૉમન)=સાધારણ. Ordinary.
Lofty, adj. (લૉફ્ટી)=ઉંચા. Very high.
To press, v. t. (ટુ પ્રેસ)=દબાવવું. To put pressure on.
Tracks, n. (ટ્રૅક્સ)=ચીલા. Paths. [to cause slipping.
Slippery, adj. (સ્લીપરી)=લપસી જવાય તેવા. So smooth as
Masses, n. (માસીસ)=ઢગલા. Heapes.
Forces, v. t. (ફોર્સીસ)=નીચે ધકેલે છે. Makes it go.
Glacier, n. (ગ્લેશીયર)=બરફનો ઢગ. Mass of ice.
Rise, v. i. (રાઇઝ)=ઉત્પન્ન થાય છે. નીકળે છે. Start.
Sources, n. (સોર્સીઝ)=મૂળ. Origins. [ the North Pole.
Arctic circle, n. (આર્કટીક સર્કલ)=ઉત્તર. કટિબંધ. Region near
Cliffs, n. (કલીફ્સ)=ટેકરીઓ. Hills.
Huge, adj. (હ્યુજ)=ઘણા મોટા. Very big. [face of water.
To float, v. i. (ટુ ફ્લોટ)=તરવું. To move on the sur-
Icebergs, n. (આઇસબર્ગ્સ)=બરફના ડુંગર. Ice-mountains.

હિંદુસ્તાનમાં ઘણાં માણસ પોતાની આખી જીંદગીમાં કદી બરફ જોતા નથી. જ્યારે દેશ બરફથી ઢંકાએલો હોય છે ત્યારે તે કોના જેવો દેખાય છે તેની કલ્પના કરવાનો તેઓએ પ્રયત્ન કરવો જોઇએ.

પ્રથમ તો બરફ ઘણો સફેદ હોય છે. કાગળ કે પક્ષીઓનાં પીછાં કે સફેદમાં સફેદ ફૂલો કરતાં વધારે સફેદ હોય છે. બીજું તેઓ ઘણાં નરમ પીછાં જેવો નરમ હોય છે. ત્રીજું તે દરેક સ્થળે પડે છે.

તે બધી જમીનને ઢાંકી દે છે, જેથી કરીને તમે ભાગ્યે જ કહી શકો કે માર્ગો અને રસ્તા ક્યાં આવેલા છે અને ઘણી વખત તો તમે નાનાં ઝરણ પણ જોઇ શકતા નથી. તે બધાં મકાનોનાં છાપરાં

ઢાંકી દે છે અને બધાં ઝાડોનાં પાંદડાં તથા ડાળીઓ ઉપર ગાઢ પડે છે.

ઠંડા દેશોમાં છોકરાં ને બરફ ગમે છે. તેઓ તેના દડા બનાવે છે અને એક બીજા સામે ફેંકે છે અને તે નરમ હોય છે તેથી કોઇને ઇજા કરતો નથી. કેટલીક વખત તેઓ નાનો બરફનો દડો બનાવે છે અને પછી તેઓ તેને વધારે ગબડાવી શકે નહિ એવડો મોટો થાય ત્યાં સુધી તેને બરફમાં ગબડાવીને મોટો કર્યે જાય છે. તે મોટો થાય છે તેનું કારણ એ છે કે બરફને જ્યારે દબાવવામાં આવે છે ત્યારે તે બંધાય છે અથવા ભેગો ચોંટે છે.

હિંદુસ્તાનમાં ઘણાખરા ભાગમાં લોકો બરફને બીલકુલ કદી જોતા નથી; તોપણ (તે) હિમાલયમાં પુષ્કળ પડે છે અને આખા વર્ષ દરમીયાન તેના મથાળા ઉપર બરફ હોય છે. શીઆળામાં સીમલા જેવાં ટેકરીનાં મથકોમાં જમીન બરફથી ઢંકાએલી હોય છે અને સરહદના પ્રાંતોમાં ઘણી વખત બરફ પડે છે.

બરફ શું છે? આપણે જાણીએ છીએ કે જ્યારે હવા વધારે ઠંડી હોય છે ત્યારે હવામાંની પાણીની વરાળ વરસાદરૂપે પડે છે. જ્યારે હવા ઘણી ઠંડી હોય છે ત્યારે વરાળ ઠરી જાય છે અને બરફરૂપે પડે છે.

બરફનું શું થાય છે? જે બરફ નીચી જમીન ઉપર શીઆળામાં પડે છે તે જ્યારે હવા ગરમ થાય છે ત્યારે તે ઓગળે છે અને એ રીતે બનેલું પાણી ઝરણ અને નદીઓમાં અને તેમ દરીઆમાં વહે છે. પર્વતોમાં ઉંચે જે બરફ પડે છે ને ત્યાં ઓગળતો નથી.

છતાં ઘણી વખત ઉભી ટેકરીઓની ધાર ઉપર પડેલો બરફ ટેકરી નીચે સરકી જાય છે. તેના પોતાના વજનથી આમ થાય છે. કેટલીક વખત આ પ્રમાણે બરફના મોટા જથા પર્વતો નીચે સરકી જશે (જાય છે) અને પોતાની સાથે ખડકો, ઝાડ અને ઘરો પણ લઈ જશે (જાય છે). અને ઘણાં માણસોનું મૃત્યુ નીપજાવશે (નીપજાવે છે).

આ બરફના સરકી આવતા ઢગલા કેટલોક શીઆળાનો બરફ ખીણોમાં નીચે લઇ જાય છે જ્યાં તેને ઓગાળવાને માટે સૂર્યનો તાપ

પુરતો સખત હોય છે. આવા બરફના સરકતા ઢગલા આલ્પ્સ અને બીજા ઉંચા પર્વતોમાં ઘણા સાધારણ હોય છે.

પણ બધોયે બરફ પર્વતો ઉપરથી બરફના સરકતા ઢગલાના રૂપમાં નીચે આવતો નથી; તેમાંનો ઘણોખરો આઇસની નદીઓના રૂપમાં નીચે આવે છે. આઇસ વહેવાનું અથવા નદી બનાવતો હોવાનું કહેવું એ વિચિત્ર લાગતું નથી ?

જો તમે બરફના દડાને થોડા વખત સુધી દાબો તો તે ઘણો કઠણ અને સાફ થાય છે; તે બદલાઇને આઇસ થાય છે. આવો બરફનો દડો તમારે કોઈની તરફ કદી ફેંકવો જોઇએ નહિ.

જો તમે શીઆળામાં એક ગામડાના રસ્તા ઉપર ભારે ગાડાં-ઓએ પાડેલા ચીલા તરફ જુઓ તો તમે જોશો કે બરફ સાફ અને લપસણો બની જાય એટલો સખત તેને પૈડાંઓએ દબાવ્યો હોય છે. તે બદલાઇને આઇસ થયો હોય છે.

ઉંચા પર્વતો ઉપર બરફના ઢગલાઓનું પણ તેમજ બને છે. આ બરફનું ભારે વજન તેના નીચલા ભાગોને દબાવીને આઇસ બનાવે છે અને તેને પર્વત નીચે તથા નીચેની ખીણોમાં ધીમેથી ધકેલે છે.

આઇસનો આ ઢગલો ગ્લેસીઅર કહેવાય છે; ખરી રીતે તે એક આઇસની નદી છે. આપણે તેને ખસતી જોઈ શકતા નથી, તો પણ તે ખસે છે, જો કે કેટલીક એક દિવસોમાં થોડા જ ઇંચ.

કેટલીક આઇસની નદીઓ ખીણોમાં ઘણી નીચે આવે છે. પણ છેવટે આઇસને પીગાળવાને સૂર્યનો તાપ પુરતો સખત હોય છે અને પછી આઇસની નદી બદલાઇને પાણીની નદી થાય છે. હિમાલયમાંથી નીકળતી ઘણી નદીઓ ગ્લેશીઅરની નદીઓ છે; તેમનું મૂળ ગ્લેશી-અરો હોય છે. યુરોપની મોટી નદીઓમાંની કેટલીક જેવી કે ર્‌હાઇન અને ર્‌હોન પણ ગ્લેશીઅરની નદીઓ છે.

ઉત્તર કટિબંધમાંના ઘણા ઠંડા દેશોમાં ગ્લેશીઅરો ઓગાળવાને માટે સૂર્ય કદી પૂરતો સખત હોતો નથી. તેઓ સમુદ્રમાં પહોંચે ત્યાં સુધી તેઓ ખીણોની નીચે જાય છે.

પછી તેઓ ટેકરીઓ ઉપર થઇને કે ઉંડા પાણીમાં હડસેલાય

છે અને આઇસના મોટા કકડાઓ ભાગે છે અને તરતા દરીઆમાં જાય છે. આ કકડાઓ આઇસબર્ગ–જેનો અર્થ બરફના પર્વતો થાય છે–તે કહેવાય છે.

# Lesson 37.

Pass time=વખત ગાળે છે=Spend time.
At times=કેટલીક વખત=Sometimes.
Extinct, adj. (ઍક્સ્ટીન્ક્ટ)=બંધ થઈ ગએલા. Extinguished.
Pain, n. પેઇન)=દુઃખ. Misery.
Have to suffer=ભોગવવું પડે છે=Have to bear.
Bitter, adj. (બીટર)=ઘણો ઠંડો. Very cold.
Frost, n. (ફ્રૉસ્ટ)=હીમ. Frozen dew.
Chilled, v. t. (ચીલ્ડ)=થીજી નાંખતા. Froze.
Unkindness, n. (અનકાઇન્ડનેસ)=કૃતઘ્નતા. Ingratitude.
Benefits forgot, (બૅનીફીટસ ફરગૉટ)=ભુલી જવાએલા ઉપકારો. Favours which are forgotten.
Holly, n. (હોલી)=એક જાતનું ઝાડ જેને શીઆળામાં બીજાં ઝાડનાં પાંદડાં જતાં રહે છે ત્યારે પણ પાંદડાં હોય છે.

## A Song=એક ગીત.

( આ ગીત ઇંગ્લાંડના મહાન કવિ શેક્સપીઅરના ' એઝ યુ લાઇક ઇટ ' નામના નાટકમાં છે. તે કૃતઘ્નતા વિષે છે. કૃતઘ્ન મિત્રો સાથે રહેવું તેના કરતાં વનમાં રહેવું સારૂં છે એ ગીતનો સાર છે. )

Unkind, adj. (અનકાઇન્ડ)=નિર્દય. Cruel.
Ingretitude, n. (ઇનગ્રેટીટયુડ)=કૃતઘ્નતા. નીમકહરામી. Faithlessness.
Keen, adj. (કીન)=તીક્ષ્ણ. Sharp.
Breath, n. (બ્રેથ)=શ્વાસ. (અહીં લહેર) Breeze.
Rude, adj. (રૂડ)=ઉદ્ધત, સખત. Uncouth.
High–ho, inter. (હેઈ હો)=અચંબો બતાવનાર શબ્દ છે.
Feigning, n. (ફેઇનીંગ)=ડોળ. Pretending.

Loving, n. (લવીંગ)=પ્રેમ. Love.
Mere, adj. (મીઅર)=માત્ર. Only.
Folly, n. (ફૉલી)=મૂર્ખાઈ. Foolishness.
Jolly, adj. (જોલી)=આનંદી. Cheerful.
Nigh, adv. (નાઇ)=નજીક. Near. Almost.
To freeze, v. i. (ટુ ફ્રીઝ)=ઠરી જવું. To be congealed by cold. ( To freeze, froze, frozen. )
To warp, v. t. (ટુ વાર્પ)=ખળભળાવવું. To agitate.
Sting, n. (સ્ટીંગ)=દંશ. Bite. [ જવાય તે. Friend forgotten.
Friend remembered not, (ફ્રેંડ રીમેમ્બર્ડ નૉટ)=મિત્ર ભુલી

હે શિઆળાના પવન, તું ફુંક, ફુંક. તું માણસની કૃતઘ્નતા જેટલો નિર્દય નથી. તારો ડંખ એટલો બધો તીક્ષ્ણ નથી, કારણ કે તું દેખાતો નથી, જો કે તારો ઝપાટો સખત હોય છે. હે, હો. લીલાં હોલી ઝાડને માટે ગાઓ–હે, હો. ઘણીખરી મિત્રતા ડોળ હોય છે અને ઘણો ખરો પ્રેમ માત્ર મૂર્ખાઇ હોય છે. તો હે, હો. હોલી! આ જીંદગી ઘણી આનંદી છે.

હે કડકડતા આકાશ, તું ઠરી જા, ઠરી જા. ભૂલાએલા ઉપકારો જેટલા ડંખે છે તેટલું બધું તું ડંખતું નથી. જો કે તું પાણીને ખળભળાવે છે તો પણ તારો ડંખ મિત્રને ભૂલી જવાવાથી થતા દુઃખ જેટલો તીક્ષ્ણ નથી. હે, હો. લીલા હોલી માટે ગાઓ. હે, હો. ઘણીખરી મીત્રતા ડોળ છે અને ઘણોખરો પ્રેમ માત્ર મૂર્ખાઈ છે. તો પછી હે, હો. હોલી ! આ જીંદગી ઘણી આનંદી છે.

*Moral*—Pain caused by cold wind of winter is not so great as pain caused by ingratitude. It is better to live alone in the forest than to live in the midst of ungrateful friends.

---

# Lesson 38.

By way of=ને રસ્તે થઇને. Via (વાયા).
Suez Canal, n. (સુવેઝ કૅનાલ)=સુવેઝની નહેર.
Cape, n. (કેઇપ)=ભૂશિર.
Lost way=રસ્તો ભુલી=Could not find way.
Feared for his life=તેની જીંદગી જશે એવો ભય લાગ્યો=Feared that he will lose his life.
As said Antinous=એન્ટીનસે કહ્યું તેમ. [ જીવન સફળ થાય.
Is short measures life may perfect be=થોડા સમયમાં પણ
As follows=નીચે પ્રમાણે=As below.

**A March to Kabul=કાબુલ તરફ કુચ.**

Following, n. (ફૉલોઇંગ)=નીચેનું. Given below.
Description, n. (ડીસ્ક્રીપ્શન)=વર્ણન. Account.
March, n. (માર્ચ)=કૂચ.
Life, n. (લાઇફ)=જીવનચરિત્ર. Baber, n. (બાબર)=બાબર.
Mogul emperor, (મોગલ એમ્પરર)=મોગલ શહેનશાહ.
Considered, v. t. (કન્સીડર્ડ)=વિચાર કર્યો. Thought.
Kandhar, n. (કંદહાર)=કંદહાર.
Latter, adj. (લેટર)=પાછલો. Second.
Kachim Beg, n. (કાસમ બેગ)=કાસમ બેગ.
Insisted, v. t. (ઇન્સીસ્ટેડ)=આગ્રહ કર્યો. Urged.
Set off, v. i. (સેટ ઑફ)=નીકળ્યા. Started.
Guide, n. (ગાઇડ)=ભોમીઓ. One who knows the ways.
Sultan Pechai, n. (સુલતાન પેચૈ)=નામ છે.
Mistake, n. (મીસ્ટેક)=ભૂલ. Error. [ Uncommonly.
Unusually, adv. (અનયુઝવલી)=ઘણોજ. અસાધારણ રીતે.

To guide, v. t. (ટુ ગાઇડ)=રસ્તો બતાવવો. To show way.
Went in advance ( વેન્ટ ઇન ઍડવાન્સ )=આગળ ગયા..
Went forward.
Beating down=ભાંગી નાખતા=Breaking.
Trace, n. (ટ્રેઇસ)=નિશાની. Mark.
Impossible, adj. (ઇમ્પૉસીબલ)=અશક્ય. Not possible.
To advance, inf. (ટુ ઍડવાન્સ)=આગળ જવાનું. To go further.
Encamped, v. i.(એનકૅમ્પ્ડ)=છાવણી નાખી. Pitched the camp.
Picked, adj. (પીક્ડ)=ચુંટી કાઢેલા. Selected.
Confidence, n. (કૉન્ફીડન્સ)=વિશ્વાસ. ભરૂંસો. Trust.
In the face of=સામે=Against.
Difficulties, n. (ડીફીકલ્ટીઝ)=મુશ્કેલી. Obstacles.
Endured, v. t. (એન્ડયોર્ડ)=ભોગવી. Suffered.
Whole course of my life=મારી આખી જીંદગીમાં= During the whole of my life.
Intimate, adj. (ઇન્ટીમેટ)=જાની. Fast.
Officers, n. (ઑફીસર્સ)=અમલદારો. [ed from the horses.
Dismounted, v.i. (ડીસ્માઉન્ટેડ)=ઘોડા ઉપરથી નીચે ઉતર્યા. Alight-
Toilsome, adj. (ટૉઇલસમ)=મહેનતવાળું. Troublesome.
In turn=વારા ફરતી=One after another.
In front, (ઇન ફ્રન્ટ)=આગળ. In advance.
Sank to the weist=કમર સુધી ખુંચી જતા.
Chest, n. (ચેસ્ટ)=છાતી. Breast.
Paces, n. (પેઇસીસ)=પગલાં. Steps.
Tired out, p. p. (ટાયર્ડ આઉટ)=થાકી જઇને. Fatigued.
Had trodden, v. t. (હૅડ ટ્રૉડન)=ઉપર ચાલ્યા. Walked over.
( To tread, trod, trodden ).

Rider, n. (રાઇડર)=સ્વાર. Saddle, n. (સૅડલ)=જીન.
Were led=દોરી ને લઈ જવામાં આવતા=Were taken.
By the bridle (બાય ધી બ્રાઇડલ)=લગામ પકડીને. By the reins.
Rest, n. (રેસ્ટ)=બાકીના. Remaining. [ Trodden.
Trampled, adj. ( ટ્રૅમ્પલ્ડ )=પગથી કચરાએલો. ખુંદાએલો.
To force, inf. (ટુ ફોર્સ)=ફરજ પાડવાને. To compel.
Courage, n. (કરેજ)=હિંમત. Boldness.
Took part=ભાગ લીધો=Shared.
Toils, n. (ટૉઇલ્સ)=મહેનત. Troubles.
Cave, n. (કેવ)=ગુફા. Den.
Violent, adj. (વાયોલન્ટ)=સખત. Furious.
Snowstorm, n. (સ્નોસ્ટૉર્મ)=બરફનું તોફાન.
Every one feared for his life=દરેક જણને પોતાની જીંદગીનો ભય લાગ્યો=Every one was anxious for his life.
File, n. (ફાઇલ)=હાર. Line.
Get on=આગળ ચાલે=Advance.
Head, n. (હેડ)=આગલો ભાગ. Front part.
Column, n. (કૉલમ)=લશ્કરની ટુકડી. Division of an army.
Arrived at, v. i. (ઍરાઇવ્ડ ઍટ)=પહોંચ્યો. Reached.
Night came on=રાત પડી. It was night.
Stopped, v. i. (સ્ટૉપ્ડ)=અટક્યો. Halted.
Entrance, n. (એન્ટ્રન્સ)=મુખ. Mouth.
Fur cloak, (ફર કલોક)રૂંછાંનો ઝભો. Robe made of fur.
Crouching, pre. p. (ક્રાઉચીંગ)=જમીન ઉપર વાંકા વળીને. Lying close to the ground.
Begged, v. t. (બેગ્ડ)=આજીજી કરી. Requested.
I would not do so=હું તેમ કરવાને રાજી ન હતો=I was not willing to do so.

Are exposed, v. t. (આર ઍક્સપોઝડ)=ખુલ્લા મુકાયા છે=Are laid open.

Corner, n. (કૅાર્નર)=ખુણો. Nook.

To struggle, v. t. (ટુ સ્ટ્રગલ)=સામે થવું. To face.

Comfortably, (કમ્ફર્ટેબલી)=સુખેથી. At ease.

Comrades, n. (કૅામરેડસ)=સાથીઓ. Companions.

In arms=લડવામાં=In fighting.

To endure, v. t. (ટુ એન્ડયોર)=સહન કરવું. To bear.

Proverb, n. (પ્રૅાવર્બ)=કહેવત. Saying.

Persian, adj. (પર્શિઅન)=ફારસી. Of Persia.

Festival, n. (ફૅસ્ટીવલ)=ઉત્સવ. Auspicious occasion.

Remained, v. i. (રીમેઈન્ડ)=રહ્યો. Kept myself.

Prayer, n. (પ્રેયર)=પ્રાર્થના. [Chilled with frost.

Frost-bitten, adj. (ફ્રૅાસ્ટ-બીટન)=હીમથી અકડાઇ ગએલા.

Shouted, v. i. (શાઉટેડ)=બૂમ પાડી. Cried.

Would hold=સમાવેશ કરશે. Would accommodate.

Shook off, v. t. (શુક ઑાફ)=ખંખેરી નાંખ્યો. Removed.

Inviting, pre. p. (ઇનવાઇટીંગ)=કહેતો. Asking.

Convenient, adj. (કન્વીનીઅન્ટ)=સગવડવાળો. Suitable.

Refuge, n. (રેફ્યુજ)=વિશ્રામસ્થાન. Place of shelter.

Tempest, n. (ટેમ્પેસ્ટ)=તોફાન. Storm.

Had ceased, v. i. (હૅડ સીઝડ)=બંધ થયું હતું. Had stopped.

Contenuing (કન્ટીન્યુઇંગ)=ચાલુ રાખીને.

Descended, v. i. (ડીસેન્ડેડ)=નીચે ઉતર્યો. Came down.

Slopes, n. (સ્લોપ્સ)=ઢાળ. Inclines.

Safety, n. (સેઇફ્ટી)સહીસલામતી. Freedom from hurt.

Treated us kindly=અમારી સાથે માયાળુપણે વર્ત્યો=Behaved kindly towards us.

Supplied, v. t. (સપ્લાઇડ)=પુરાં પાડયાં. Furnished.
Straw, n. (સ્ટ્રૉ)=પરાળ.
Pleasure, n. (પ્લેઝર)=મજા. સુખ. Comfort.
Inhabitants, n. (ઇનહૅબીટન્ટસ)=રહીશો. Residents.
Succeeded, v. i. (સકસીડેડ)=ફતેહ પામ્યા. Became successful.

શિઆળામાં પર્વતો ઉપરની કુચનું વર્ણન પહેલા મોગલ શાહેનશાહ બાબરે પોતે લખેલા પોતાના જીવનચરિત્રમાંથી લેવામાં આવ્યું છે.

"હવે અમે વિચાર કર્યો કે પર્વતોમાં થઇને કે કંદહારને રસ્તે કાબુલ તરફ કુચ કરવી. પાછલો રસ્તો વધારે વધારે લાંબો હતો, પણ શિઆળો બેઠો હતો અને મેં ધાર્યું કે પર્વતોમાંનો રસ્તો વધારે મુશ્કેલ પડશે. છતાં કાસમ બેગે આગ્રહ કર્યો કે અમારે ટુંકો રસ્તો લેવો જોઇએ, તેથી અમે એક સુલતાન પચૈને ભોમીઆ તરીકે લઇને પર્વતોમાં થઇને જવા નીકળ્યા.

"સુલતાન પચૈ ઘરડો હતો તેથી કે તેણે ભુલ કરી તેથી કે બરફ અસાધારણ ઉંડો હતો તેથી તે રસ્તો ભુલ્યો અને અમને વધારે વખત રસ્તો બતાવી શક્યો નહિ. પર્વતનો રસ્તો લેવાનો આગ્રહ કાસમ બેગે કર્યો હતો તેથી તે તથા તેના બે પુત્રો બરફને ભાગતા અને રસ્તો શોધવાનો પ્રયત્ન કરતા આગળ ગયા.

"પણ આખરે બરફ એટલો બધો ગાઢ થયો કે રસ્તાનું કંઈ પણ નિશાન જડી શક્યું નહિ અને આગળ વધવાનું અશક્ય થયું. તેથી અમે જે જગ્યાએ બાળવાને લાકડાં હતાં તે જગ્યાએ પાછા ગયા. ત્યાં અમે છાવણી નાંખી અને ગામડું શોધી કાઢવાને તથા ભોમીઓ લાવવાને ઍંશી પસંદ કરેલા માણસો મોકલ્યા. ત્રણ કે ચાર દિવસ પછી તેઓ પાછા આવ્યા, પણ ભોમીઆ વગર.

"તેથી અમે બધો ભરૂસો પ્રભુ ઉપર રાખીને ફરીને ઉપડયા. સુલતાન પચૈને તે જે રસ્તો પહેલાં ભુલ્યો હતો તે શોધી કાઢવાને ફરી પ્રયત્ન કરવાને આગળ મોકલ્યો. કેટલાક દિવસ સુધી અમે ભારે

મુશ્કેલીઓ સામે આગળ વધ્યા, એવી મુશ્કેલીઓ કે મેં મારી આખી જીંદગીમાં ભાગ્યે જ કદી સહન કરી હોય. (=હશે).

"લગભગ એક અઠવાડીઆ સુધી અમે બરફ ભાંગતા જતા હતા અને દરરોજ ઘણા થોડા આગળ વધતા હતા. જેઓ બરફ ભાંગતા હતા તે કાસમ બેગ, તેના બે પુત્રો અને બીજા થોડા અમલદારો એમ મળીને મારા આશરે બાર જીવજાન મિત્રો હતા.

આ મહેનતનું કામ કરવા અમે બધા ઘોડા ઉપરથી નીચે ઉતર્યાં. દરેક જણ વારા ફરતી બીજાઓની આગળ થોડાક વાર આગળ જતો હતો અને બરફ ભાગતો હતો. પગલે પગલે અમે કમર સુધી અને છાતી સુધી પણ ડૂબી જતા હતા. થોડાં ડગલા પછી આગળના માણસને થાકી જઇને અટકવું પડતું હતું અને બીજો તેની જગ્યા લેતો હતો. જ્યારે પંદર કે વીસ માણસો પોતાના પગથી ખુંદી નાખતા ત્યારે સ્વાર વગરના એક ઘોડાને તેના ઉપરથી પસાર કરવામાં આવતો હતો.

"ઘોડો તેજ રીતે થોડાં પગલાં આગળ જતો અને ઘણી વખત બરફમાં જીન સુધી ડુબી જતો. તે જલદીથી થાકી જતો અને બીજો તેની જગ્યા લેતો. આ પ્રમાણે આશરે વીસ માણસો જેમાનો હું એક હતો તે બરફ ભાંગતા હતા, જે બરફ ઉપર પછી ઘોડાઓને લગામથી દોરીને લઇ જવામાં આવતા હતા.

"બાકીના સીપાઇઓ ઘોડા ઉપરથી ઉતર્યા વગર ખુંદાએલા બરફ ઉપરથી ધીમે પસાર થતા હતા. તે હુકમ આપવાનો અને માણસોને કંઇ કરવાની ફરજ પાડવાનો વખત ન હતો. જેમનામાં તેમ કરવાની હીંમત અને બળ હતાં તેઓ કુચની મહેનતમાં ભાગ લેતા હતા.

આ પ્રમાણે આગળ વધતા અમે ત્રણ કે ચાર દિવસમાં પર્વતની ટોચ નજીકની એક જગ્યાએ આવી પહોંચ્યા, જ્યાં એક ગુફા હતી. જે દિવસે અમે ત્યાં પહોંચ્યા તે દિવસે એટલું બધું જબરૂં બરફનું તોફાન હતું કે દરેક જણને પોતાની જીંદગીનો ભય લાગ્યો. બરફ ઘણો ઉંડો હતો અને જે રસ્તો અમે ખુંદ્યો હતો તે એટલો બધો સાંકડો હતો કે

અમે ફક્ત એક જ હારમાં આગળ વધી શક્યા. ઘોડાઓ ભાગ્યે જ જરા પણ આગળ વધી શકતા હતા.

"જ્યારે હજી અજવાળું હતું ત્યારે ટુકડીનો આગલો ભાગ ગુફાએ પહોચ્યો. પરંતુ બધા આવી પહોંચ્યા તે પહેલાં રાત પડી અને આખરે દરેક જણ પોતે જ્યાં હતો ત્યાં થોભ્યો અને કેટલાક આખી રાત પોતાના જીન ઉપર બેસી રહ્યા.

ગુફા ઘણી નાની જણાતી હતી. હું રૂછાંનો ઝભ્ભો પહેરીને (તેના) મોઢા આગળ ગયો અને બરફમાં નીચા પડીને મેં મારે માટે તેમાં બાકું બનાવ્યું. જો કે હું છાતી સુધી દટાઈ ગયો હતો તો પણ જમીને પહોંચી શકયો નહિ.

"મારા કેટલાક અમલદારોએ મને ગુફામાં જવાની વિનંતિ કરી પરંતુ મેં તેમ ન કર્યું. મેં કહ્યું 'શું જ્યારે મારા માણસો બરફ અને તોફાન સામે ખુલ્લા પડયા છે ત્યારે હું ગરમ ખુણામાં આરામ લઉં? જ્યારે હું સુખેથી ઉંઘુ ત્યારે શું મારા સૈનિકો હવા સામે લડત ચલાવે? ના. તેમ કરવાથી એમ જણાશે કે મારા લડાઇના સાથીઓની હું કંઇ દરકાર કરતો નથી. તેઓ જે ભોગવશે તે બધું હું ભોગવીશ અને તેઓ જે બધું સહન કરશે તે હું સહન કરીશ, કેમકે ફારસી કહેવત છે તે મૂજબ "મિત્રોના હાથમાં મરણ એ ઉત્સવ છે."

"તેથી હું મારા બાકામાં રહ્યો. પ્રાર્થનાના સમયે બરફ એટલો બધો ગાઢ પડયો કે મારા પીઠ ઉપર, મારા માથા ઉપર અને કાન ઉપર જે હિમથી ઠરી ગયા હતા તેમના ઉપર તે આઠ ઇંચ જાડો હતો. આખરે મારા કેટલાક અમલદારો જેઓ ગુફામાં ગયા હતા તેઓએ મોટા અવાજથી બૂમ મારીને કહ્યું કે આ ઘણી મોટી છે અને અહીં જે બધા છે તેમનો સમાવેશ કરશે.

"જ્યારે મેં આ સાંભર્યું ત્યારે મેં ખંખેરી નાંખ્યો અને જે સૈનિકો મારી નજીક હતા તેમને બધાને મારી પાછળ આવવાનું કહીને હું તેની અંદર ગયો. ગુફામાં ચાલીસ કે પચાસ માણસ માટે જગ્યા

હતી. દરેક માણસ પોતાની પાસે જે ખોરાક હતો તે લાવ્યો. આ પ્રમાણે અમને ઠંડી, બરફ અને તોફાન સામે સહીસલામત, ગરમ અને સગવડવાળો આશ્રય મળ્યો.

" બીજે દિવસે તોફાન બંધ પડયું હતું અને અમે બરફ ભાંગવાનું અને પર્વત ચઢવાનું ચાલુ રાખીને સવારમાં વહેલા ઉપડયા.

" આખરે અમે ટોચે પહોંચ્યા અને પછી નીચે જ આવેલી ખીણમાં ઉતર્યા. તે રાત્રે હજુ ઘણી ઠડી હતી અને ઘણા માણસો હિમથી અકડાઈ ગયા હતા, કેટલાકના હાથ કે પગ જુદા પડી ગયા હતા. બીજે દિવસે વહેલા અમે ખીણના તળીએ જવા ઉપડયા. અમે રસ્તો જાણતા ન હતા, પણ અમે પ્રભુ ઉપર ભરોંસો રાખ્યો અને ઉભામાં ઉભા ઢાળ સહીસલામત ઉતર્યા.

સાંજે અમે ખીણના બીજે છેડે પહોંચ્યા. ત્યાં એક ગામ હતું અને ત્યાંના લોકો અમારી સાથે માયાળુપણે વર્ત્યા. તેઓએ તેમનાં ગરમાવાવાળાં મકાનો અમને સોંપી દીધાં અને અમને પુષ્કળ જાડાં ઘેટાં, અમારાં પ્રાણીઓ માટે ઘાસ અને પરાળ અને બાળવાને લાકડાં પુરાં પાડયાં. જેઓએ અમારા જેવી મહેનત અને જોખમ જાણ્યાં છે તેઓ જ ફક્ત પુષ્કળ ખાવાને માટે હોય તેવાં ગરમાવાવાળા ઘરમાં એકવાર ફરીને હોવાની (=રહેવાની) મજા જાણે છે. (=સમજી શકે છે ).

" ગામના જુનામાં જુના રહીશોએ એમ કહ્યું કે આ ઉંડા બરફમાં કે શીઆળામાં પણ કોઇને પર્વતો ઓળંગતા અમે કદી બીલકુલ જાણ્યા નથી. જો અમારે ઉંડા બરફથી સહન કરવું પડયું તો (પણ) તેના વગર અમે કદી ફતેહમંદ થયા ન હોત. ઉજડ પત્થર ઉપરના ઉભા ઢાળ ઘોડા અને ઊંટ કદી ઉતરી શકયાં ન હોત.

---

# Lesson 39.

Lanes, n. (લેઈન્સ)=ગલીઓ. Narrow streets.

Spouts, n. (સ્પાઉટસ)=નળીઓ. Pipes.

Welcome, v. t. (વેલકમ)=આવકાર આપે છે. Receive gladly.
Usual, adj. (યુઝવલ)=હંમેશનો. Daily. [ overturned.
Are upset, v. t. (આર અપસેટ)=ઉંધી વળી જાય છે. Are
Welcome, adj. (વેલકમ)=આવકારદાયક. Pleasing.
Withering, adj. (વીધરીંગ)=કરમાતા. Fading.
Breathing in=(શ્વાસમાં) લેતા=Taking.
Benefit, n. (બેનીફીટ)=લાભ. Advantage.

**Rain in Summer=ઉનાળામાં વરસાદ.**

Fiery, adj. (ફાયરી)=તપી ગયેલા. Hot like fire.
Narrow, adj. (નૅરો)=સાંકડી. Not broad.
Clatters, v. i. (ક્લૅટર્સ)=ટપ ટપ પડે છે.
Tramp, n. (ટ્રૅમ્પ)=પગલાંનો અવાજ. Tread.
Hoofs, n. (હુફ્સ)=ખરીઓ.
Gushes, v. i. (ગશીઝ)=જોરથી વહે છે. Flows copiously.
Struggles out=મુશ્કેલીથી બહાર નીકળે છે. Comes out with difficulty. [ spout.
Throat, n. ( થ્રોટ )=ગળું. મોં. Narrow opening of a
Overflowing, adj. (ઓવરફ્લોઇંગ)=ઉભરાઇ જતી. Flooding.
Pane, n. (પેઇન)=કાચ. Plate of glass.
Pours and pours=ધોધબંધ પડે છે=Falls in torrents.
Gutter, n. (ગટર)=ગટર. Drainage pipe.
Chamber, n. (ચેમ્બર)=ઓરડો. Room.
Twisted, adj. (ટવીસ્ટેડ)=વાંકાચુકાં. Zigzag.
Brooks, n. (બ્રુકસ)=ઝરણો. Streams.
Breath, n. (બ્રેથ)=પવનની લહેર. Breeze.
Pool, n. (પુલ)=નાનું તળાવ. Pond.
Fevered, adj. (ફીવર્ડ)=તાવથી ગરમ.Hot on account of fever.

Grows, v. i. (ગ્રોઝ)=થાય છે. Becomes.
Blessing, n. (બ્લેસીંગ)=આશીશ. આશીર્વાદ.
Breathes, v. t. (બ્રીધ્સ)=બોલે છે. Utters. [ vicinity.
Neighbouring, adj. (નેબરીંગ)=પાડોશની. નજીકની. In the
Wonted, adj. (વન્ટેડ)=હંમેશનો. સામાન્ય. Usual.
Commotion, n. (કોમોશન)=ધાંધલ. Bustle.
Mimic, adj. (મીમીક)=રમત માટેનાં. Toy.
Fleets, n. (ફલીટસ)=કાફલા. Body of ships.
Treacherous, adj. (ટ્રેચરસ)=દગલબાજ, False.
Engulfs, v. t. (એન્ગલ્ફ્સ)=ગળી જાય છે. Swallows. [circles.
Whirling, adj (વ્હર્લિંગ)=કુંડાળા ખાતા. Flowing fast in
Turbulent, adj. (ટરબ્યુલન્ટ)=તોફાની. Restless.
Leoperd, n. (લેપર્ડ)=ચિત્તો.
Tawny, adj. (ટૉની)=ઘેરાભુરા રંગનું. Of brown yellow colour.
Spotted, adj. (સ્પૉટેડ)=ધાબાંવાળી. Marked with spots.
Hide, n. (હાઈડ)=ચામડું. Skin.
Stretches, v. t. (સ્ટ્રેચીઝ)=પથરાયલી છે. Is spread over.
Furrowed, adj. (ફરોડ)=ચાસ પાડેલી. Having fùrrows.
Toilsome, adj. (ટૉઇલસમ)=મહેનતુ. Working hard.
Patient, adj. (પેશન્ટ)=સહનશીલ. Enduring.
Lifting, pre. p. (લીફ્ટીંગ)=ઉંચું કરતા. Raising.
Yoke-encumbered, adj. (યોક એન્કમ્બર્ડ)=ધુંસરીના ભારવાળું.
Burdened with yoke.
Dilated, adj. (ડાઇલેટેડ)=પહોળાં કરેલાં. Expanded.
Nostrils, n. (નૉસ્ટ્રીલ્સ)=નસકોરાં. Holes of the nose.
Silently, adv. (સાઇલન્ટલી)=શાંતિથી. Quietly.
To inhale, v. t. (ટુ ઇનહેલ)=શ્વાસ લેવો. To breathe in.

Clover-scented, adj. (ક્લોવર-સેન્ટેડ)=ક્લોવરના ફુલની સુગંધવાળું.
Having the fragrance of clover.
Gale, n. (ગેઇલ)=પવન. Current of wind.
Vapours, n. (વેપર્સ)=વરાળ. Steam.
Soil, n. (સૉઇલ)=જમીન. Earth.
Rest, n. (રેસ્ટ)=આરામ. Recreation.
Toil, n. (ટૉઇલ) સખત મજુરી. Hard work.
Lustrous, adj. (લસ્ટ્રસ)=પ્રકાશિત. તેજસ્વી. Bright.
Lord, n. (લૉર્ડ)=પ્રભુ. God.
Spoken, adj. (સ્પોકન)=બોલાએલો. Uttered.
Near at hand=ઘણી પાસે=Very near.
Sheltering, adj. (શેલ્ટરીંગ)=છાયાવાળી. Shady.
Pastures, n. (પૅશ્ચર્સ)=ચરવાની જગ્યા. Fields for grazing.
Numberless, adj. (નમ્બરલેસ)=અસંખ્ય. Numerous.
Beating, adj. (બીટીંગ)=ટપ ટપ પડતાં. Falling with sound.
Incessant, adj. (ઇનસેસન્ટ)=સતત. ચાલુ. Unceasing.
Counts, v. t. (કાઉન્ટસ)=ગણે છે. Considers.
Therein, adv. (ધેર ઇન)=તેમાં. In it.
Thrift, n. (થ્રીફ્ટ)=કરકસર. Economy.
Gain, n. (ગેઇન)=લાભ. નફો. Profit.

વરસાદ કેવો રળીઆમણો છે ! પહોળા અને તપતા મહોલ્લામાં અને સાંકડી ગલીમાં ધૂળ અને તાપ પછી વરસાદ કેવો રળીઆમણો લાગે છે !

( જનાવરની ) ખરીના અવાજની માફક તે છાપરાં ઉપર કેવો ટપ ટપ પડે છે. ઉભરાઇ જતી નળીના મોઢામાંથી બારીના કાચ ઉપર તે કેવો ધસારાબંધ વહે છે અને બહાર નીકળવાને પ્રયત્ન કરે છે ! બારીના કાચ ઉપર તે પડયા જ કરે છે. અને ઝડપથી તથા પહોળા-

થમાં ( = મોટા જથામાં ) કાદવવાળી ભરતી સાથે ગટરમાં એક નદીની માફક વરસાદ—આવકારદાયક વરસાદ કેવો ગર્જના કરે છે !

માંદો માણસ પોતાના ઓરડામાંથી વાંકા ચુંકાં ઝરણો તરફ જુએ છે. તેને દરેક નાના ખાબોચીઆનો ઠંડો પવન લાગે છે. તેનું તાવથી તપેલું મગજ ફરીથી શાંત થાય છે અને તે વરસાદને આશીશ આપે છે.

નજીકની નિશાળમાંથી છોકરાઓ હમેશના કરતાં વધારે ઘોંઘાટ અને ધાંધલ કરતા આવે છે અને ભીના મહોલ્લાઓમાં રમવાની હોડીઓના કાફલા દગલબાજ ખાબોચીયું પોતાના ગોળ ચકરડી ખાતા તોફાની મહાસાગરમાં તેમને ગળી જાય ત્યાં સુધી હંકારે છે.

ગામડામાં દરેક બાજુએ જ્યાં એક ચિત્તાના ભૂરાં—પીળાં ધાબાંવાળા ચામડાની માફક દૂર પહોળુ મેદાન પથરાએલું છે. ( ત્યાં ) સુકા ઘાસને તથા વધારે સુકા અનાજને વરસાદ કેવો આવકારદાયક છે !

ચાસ પાડેલી જમીનમાં મહેનતુ અને સહનશીલ બળદો ઉભા છે. તેઓ ધુંસરીના ભારવાળું માથું ઉંચું કરીને ( અને ) પોતાનાં ફુલાવેલાં નસકોરાં પહોળાં કરીને કલોવરની સુગંધવાળી હવા તથા પાણીથી સારી રીતે ભીંજાએલી ધુમાડો કાઢતી જમીનમાંથી નીકળતી વરાળ ( શ્વાસમાં ) લે છે. મજુરી પછી ચાસમાં ( મળતા ) આ આરામ માટે તેમની મોટી અને તેજસ્વી આંખો મનુષ્યની વાચા કરતાં પ્રભુનો વધારે આભાર માનતી જણાય છે.

નજીકમાં છાયાવાળાં ઝાડ નીચેથી ખેડૂત સતત પડતા વરસાદનાં ટપ ટપ પડતાં અસંખ્ય ફોરાંઓથી નમતા મથાળાંવાળાં ( = જેના પાકના છોડના ઉપલા ભાગ નમી જાય છે તેવાં ) અનાજનાં ખેતરો તથા ચરવા માટેનાં ખેતરો જુએ છે.

તેમાં તે પાપ ગણતો નથી કેમકે તેમાં તે ફક્ત પોતાનો લાભ અને કરકસર જુએ છે.

---

# Lesson 40.

Baber wished to have gone by way of Kandhar= બાબર કંદહારને રસ્તે જવાનું ઇચ્છતો હતો.

Occurred, v. i. (અકર્ડ)=સૂઝ્યું. Struck.

In the course of of the day=દિવસ દરમીયાન.

Took possession=કબજો લીધો=Took hold of.

Possession, n. (પઝેશન)=કબજો. Hold

Was put to death=મારી નાખવામાં આવ્યો=Was killed.

Quarter, n. (ક્વૉર્ટર)=દયા. Mercy.

Fierce, adj. (ફીઅર્સ)=ઝનુની. Furious.

**The Taking of Karshy=કર્શીનો કબજો લેવા વિષે.**

Following, adj. (ફૉલોઈંગ)=નીચેનો. Which is given below.

Account, n. (ઍકાઉન્ટ)=હેવાલ. Narrative.

Taking, n. (ટેકીંગ)=કબજો લેવો તે. Capturing. [ ral Asia.

Tartary, n. (ટાર્ટરી)=તાર્તરી. A country situated in Cent-

Timur, n. (ટાઇમુર)=તૈમુર.

Crossed, v. t. (ક્રૉસ્ડ)=ઓળંગી. Went to the other side of.

Halted, v. i. (હૉલ્ટેડ)=થોભ્યો. પડાવ નાંખ્યો. Stayed. Stopped.

Dawn, n. (ડૉન)=પરોઢ. Day-break.

Party, n. (પાર્ટી)=ટુકડી. Band.

In advance=આગળ=Before others.

Passengers, n. (પૅસેન્જર્સ)=ઉતારૂઓ. [ often visited.

Unfrequented, adj. (અનફ્રીક્વન્ટેડ)=આવજાવ વગરની. Not

Spot, n. (સ્પૉટ)=જગ્યા. Place. [ night.

When night came=જ્યારે રાત પડી ત્યારે=When it was

Mounted, v. i. (માઉન્ટેડ)=ચઢ્યા. (ઘોડા ઉપર બેઠા) Rode.

Seized, v. t. (સીઝડ)=પકડયા. Captured.
Confined, v. t. (કન્ફાઇન્ડ)=કેદ કર્યો. Imprisoned.
Troops, n. (ટ્રુપ્સ)=લશ્કર. Armies.
To detain, inf. (ટુ ડીટેઇન)=અટકાવવાને. To stop.
Farther, adj. (ફાર્ધર)=વધારે આગળ. Further ahead.
Kneeling, pre. p. (નીલીંગ)=ઘુંટણીએ પડીને. Falling on knees.
Warriors, n. (વૉરીઅર્સ)=લડવૈયા. Soldiers. [ ed behind.
Have fallen behined=પાછળ પડી ગયા છે. Have remain-
Your Highness, (યૉર હાઇનેસ)=આપ નામદાર.
Had better halt a little=થોડું થોભો તો સારૂં.=It would be better if you stop for some time. [ upon ourselves.
Have undertaken,(હૅવ અન્ડરટેઇકન)=માથે લીધું છે.Have taken.
Importance, n. (ઇમ્પૉર્ટન્સ)=ઘણું અગત્યનું=Very important.
Impatient, adj. (ઇમપેશન્ટ)=અધીરા. Hasty. [ આવી પડીશું.
Lest we be=Otherwise we will be=નહિ તો આપણે
Danger of failing=નિષ્ફળ થવાનું જોખમ. Risk of failure.
Ladders, n. (લૅડર્સ)=નીસરણીઓ. Stairs.
Wayside, adj. (વેસાઇડ)=રસ્તાની બાજુએ આવેલાં. Situated by the side of a road.
Cords, n. (કૉર્ડઝ)=દોરીઓ. Strings.
To examine, v. t. (ટુ ઍક્ઝામીન)=તપાસવું. To see.
State, n. (સ્ટેઇટ)=સ્થિતિ. Condition.
Fortress, n. (ફૉર્ટ્રેસ)=કિલ્લો. Castle.
It happened that=એવું બન્યું કે=It so happened that.
Dimly, adv. (ડીમલી)=ઝાંખી રીતે. Not clearly.
Ditch, n. (ડીચ)=ખાઈ. Trench for defence.
Plank, n. (પ્લેન્ક)=પાટીયું. A long flat piece of wocd.

Dismounted, v. i. (ડીસ્માઉન્ટેડ)=ઘોડેથી નીચે ઉતર્યો. Alighted from the horse.

Buckled, v. t. (બકલ્ડ)=બાંધી. Fastened.

Knocker, n. (નૉકર)=બારણું ઠોકવા માટેનું કડું. Something on a door for knocking. [ satisfied.

Was convinced, v. t. (વૉઝ કન્વીન્સ્ડ)=ને ખાત્રી થઇ. Was

Guards, n. (ગાર્ડ્ઝ)=રક્ષકો. Sentinels.

Coolly, adv. (કુલ્લી)=શાંતિથી. Calmly. [ surprised.

Were astonished, v. t. (વૅર ઍસ્ટૉનીશ્ડ)=ચકિત થયા. Were

Blamed, v. t. (બ્લેઇમ્ડ)=ઠપકો દીધો. Rebuked.

Rashness, n. (રૅશનેસ)=સાહસ. Overboldness.

Praised, v. t. (પ્રેઇઝ્ડ)=વખાણ્યો. Admired.

Coolness, n. (કૂલનેસ)=શાંતિ. Calmness.

Said the prayer=પ્રાર્થના કરી=Prayed.

Victory, n. (વીક્ટરી)=ફતેહ. Success.

Advanced, v. t. (ઍડવાન્સ્ડ)=આગળ વધ્યા. Went forward.

To take care of=ની સંભાળ રાખવા=To look after.

File, n. (ફાઇલ)=હાર. Line.

Fixed, v. t.(ફીક્સ્ડ)=બરાબર ગોઠવ્યા. Adjusted.

Commanded, v. t. (કમાન્ડેડ)=હુકમ કર્યો. Ordered.

To mount, inf. (ટુ માઉન્ટ)=ચઢવાને. To ascend.

Resistance, n. (રેઝીસ્ટન્સ)=પ્રતિરોધ. સામા થવું તે. Opposition.

Inhabitants, n. (ઇન્હૅબીટન્ટસ)=રહીશો. Residents.

To tremble, inf. (ટુ ટ્રૅમ્બલ)=ધ્રુજવા. To shudder.

Trumpets, n. (ટ્રમ્પેટસ)=રણશીંગાં. Horns.

To sound, inf. (ટુ સાઉન્ડ)=વગાડવાને. To blow.

Governor, n. (ગવર્નર)=ગવર્નર.

When the dawn came=જ્યારે પરોઢ થયું ત્યારે=At daybreak.
Retreated, v. i. (રીટ્રીટેડ)=હઠીને પાછો ગયો. Went back.
Two-storied, adj. (ટુ સ્ટોરીડ)=બે માળવાળું. Having two floors.
Barred, v. t. (બાર્ડ)=બંધ કીધાં. Shut.
Surrounded, v. t. (સરાઉન્ડેડ)=ઘેરો ઘાલ્યો. આસપાસ ફરી વળ્યા. Encircled. Besieged.
Was granted, v. t. (વૉઝ ગ્રાન્ટેડ)=આપવામાં આવી. Was given.
Citizens, n. (સીટીઝન્સ)=શહેરીઓ. Inhabitants.
Begged, v. t. (બેગ્ડ)=આજીજી કરી. Entreated.
To keep in order=સારી સ્થિતિમાં રાખવાને=To keep well.
To collect, inf. (ટુ કલેક્ટ)=એકઠાં કરવાને. To gather.
Quivers, n. કવીવર્સ)=ભાથા. Arrow-cases.
Divided, v. t. (ડીવાઇડેડ)=વહેંચી આપ્યાં. Distributed.

તાર્તરીમાં (આવેલા) કર્શી લીધાનો નીચેનો હેવાલ તૈમુરે પોતે લખેલા પોતાના જીવન-ચરિત્રમાંથી લેવામાં આવ્યો છે.

" મેં તે જ રાતે નદી ઓળંગી અને એક ગામ આગળ થોભ્યો અને બધા મુસાફરો તથા ઉતારૂઓને પકડીને કર્શીનો રસ્તો બંધ કરવાને મેં એક ટુકડી પરોઢ પહેલાં આગળ મોકલી. તે દિવસે હું એક આવજાવ વગરની જગ્યાએ થોભ્યો. જ્યારે રાત પડી ત્યારે અમે સ્વારી કરી અને એક શહેર પાસે જ્યાં દુશ્મનોમાંના કેટલાક હતા ત્યાં આવ્યા. આ બધાને અમે પકડયા અને કેદ કર્યા. બધા ઉતારૂઓને રોકવાને મેં લશ્કરની ટુકડીઓ મોકલી. મેં આગળ જવાની ઇચ્છા કરી પણ મારા અમલદારોમાંનો એક આવ્યો અને મારી આગળ ઘુંટણીએ પડીને નીચે પ્રમાણે બોલ્યોઃ—

" આપણે એટલે દૂર અને એટલી ઝડપથી કુચ કરી આવ્યા છીએ કે આપણા સૈનિકોમાંના ઘણા પાછળ પડી ગયા છે. તેમને આવી પહોંચવાને વખત આપવા સારૂ આપ નામદાર થોડો વખત

થોભો તો સારૂં. આપણે જે માથે લીધું છે તે ઘણું મહત્ત્વનું છે. આપણે અધીરા ન થવું જોઇએ, કેમકે નહિ તો આપણે નિષ્ફળ થવાના ભયમાં આવી પડીશું."

"હું સંમત થયો કે અમે થોભીએ તો સારૂં. અને ત્યારે મને વિચાર સુઝયો કે અમે રાહ જોઇએ તે દરમીયાન અમે રસ્તાની બાજુનાં ઝાડમાંથી નીસરણીઓ બનાવવામાં અમારા વખતનો ઉપયોગ કરીએ. તેથી અમે કેટલાંક દોરડાં અને દોરીઓ મેળવી અને નીસરણીઓ બનાવવાનું શરૂ કર્યું.

"જ્યારે સીપાઇઓ નીસરણીઓ બનાવવાનું કામ કરતા હતા ત્યારે મને વિચાર સૂઝયો કે મારે જાતે જઇને કિલ્લાની સ્થિતિ તપાસવી. તેથી હું ફક્ત ચાળીસ માણસ સાથે આગળ ગયો અને રાત દરમીયાન કર્શી નજીક પહોંચ્યો. એમ બન્યું કે રાત ઘણી કાળી હતી, પણ હું દિવાલો ઝાંખી જોઈ શકયો કે તરત જ મેં માણસોને થોભવાનો હુકમ કર્યો અને ફક્ત એક માણસ જે મારા ઘરમાં જન્મ્યો હતો તેને મારી સાથે લઇને ખાઈના કિનારે હું ગયો.

"ખાઈ પાણીથી ભરેલી હતી અને કેટલેક છેટે સુધી તેને તપાસી ત્યારે મને આખરે એક પાટીયું જડયું. તેથી હું ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને મારો ઘોડો મારા માણસને આપ્યો. પછી મેં મારી તરવાર બાંધી અને પાટીયું ઓળંગ્યું. હું દરવાજે પહોંચ્યો ત્યાં સુધી ખાઈની બીજી બાજુએ દિવાલોની બરાબર નીચે ચાલ્યો.

"મેં બારણાનું કડું ઠોકયું પણ કોઇએ જવાબ ન આપ્યો. તેથી મને ખાત્રી થઇ કે રક્ષકો ઉંઘી ગયા છે. પછી હું દિવાલની આસપાસ ફર્યો અને તેને કાળજીપૂર્વક તપાસી. કેટલાક વખત પછી એક જગ્યા જ્યાં તે કેટલીક તૂટેલી હતી તે જગ્યા મને જડી. તેથી હું જે રસ્તે આવ્યો હતો તે રસ્તે ઘણી શાંતિથી પાછો ફર્યો અને ફરીથી મારો ઘોડો લઇને તેના ઉપર બેઠો.

આ પછી તરત જ મારા માણસો નીસરણીઓ લઇને આવી

પહોંચ્યા. મેં જે કર્યું હતું તે મેં તેમને કહ્યું અને જ્યારે તેઓએ સાંભળ્યું કે મેં એકલાએ કિલ્લો તપાસ્યો હતો ત્યારે તેઓ પહેલાંના કરતાં દસગણા બહાદુર થયા. ( = તેમનામાં દસગણી હીંમત આવી ). તેઓ મારી હીંમતથી અચંબો પામ્યા. કેટલાકે મને મારા સાહસ માટે ઠપકો આપ્યો, પણ બીજાઓએ મને મારી શાંતિ માટે વખાણ્યો. પછી અમે ફતેહ માટે પ્રાર્થના કરી અને આગળ વધ્યા.

" ઘોડાઓની સંભાળ લેવા માટે મેં ચાળીસ માણસ મૂકયા અને પગે ચાલતા નાગી તરવારવાળા ત્રણસો તેર માણસો સાથે અમે ખાઇએ પહોંચ્યા ત્યાં સુધી હું આગળ વધ્યો. અહીં હું પણ ઘોડા ઉપરથી ઉતર્યો અને એક જ હારમાં અમે પાટીયું ઓળંગ્યું અને ખાઇને બીજે કિનારે સહીસલામત પહોંચ્યા.

" પછી હું મારા સૈનિકોને દિવાલના તૂટેલા ભાગ તરફ લઇ ગયો, જ્યાં તેઓએ કાળજીપૂર્વક નીસરણીઓ ગોઠવી. મેં તેમને ચઢવાનો હુકમ કર્યો અને જ્યારે તેઓમાંથી ચાળીસ ઉપર પહોંચ્યા ત્યારે હું પણ નીસરણી ચઢયો અને એક મિનારાનો કબજો લીધો. આ પછી મારા બધા માણસો દિવાલ ઉપર ચઢયા અને આ બધા વખત દરમીયાન દુશ્મનોમાંનો એકે જાગ્યો નહિ.

" પછી મેં એક ટુકડીને જઇને દરવાજો કબજે કરવાનો હુકમ કર્યો. જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે રક્ષકો ઉંઘતા જણાયા અને (તેમણે) તેમનામાંના ઘણાને બાંધ્યા, પણ થોડા જેઓ કાંઇક સામા થયા તેમને મારી નાંખ્યા. મારાં માણસોએ દરવાજો ખોલી નાંખ્યો અને જ્યારે કર્ણાના રહીશોએ (તેનો) અવાજ સાંભળ્યો ત્યારે તેઓ ધ્રુજવા લાગ્યા.

" પછી મેં રણશીંગાં વગાડવાનો હુકમ કર્યો અને જ્યારે રહીશોએ રણશીંગાંનો અવાજ સાંભળ્યો ત્યારે તેઓ ઘણા ભયથી પોતાના ઘરનાં સપાટ છાપરાં ઉપર ચઢી ગયા. શહેરનો ગવર્નર પોતાના

કેટલાક માણસો સાથે પોતાના ઘરના છાપરા ઉપર ચઢયો અને લડવા લાગ્યો.

" પણ જ્યારે પરોઢ થયું અને જ્યારે તેણે મારૂં લશ્કર જોયું ત્યારે તે પાછો હઠીને બે માળવાળા મકાન ઉપર ગયો અને બારીઓ તથા બારણાં બંધ કર્યાં. મારા લશ્કરે તે મકાનને ઘેરી લીધું અને તેની અંદર દેવતા નાંખ્યો, અને ગવર્નરના કુટુંબે દયા માગી, જે આપવામાં આવી.

" જ્યારે ગવર્નર જે ઘણો નાનો હતો તે મારી સમક્ષ આવ્યો ત્યારે મેં તેની હીંમતનાં વખાણ કર્યાં અને તેને મારો પુત્ર કહીને બોલાવ્યો. પછી સૈનિકો અને શહેરીઓ બંને આવ્યા અને દયા માગી. મેં તેમને તે આપી અને પછી કિલ્લામાં દરેક વસ્તુ સારી સ્થિતિમાં રાખવાનો અને બધાં બાણ, ધનુષ્ય, ભાથા તથા તરવારો એકઠી કરવાનો હુકમ કર્યો, જે બધાં મેં મારા લશ્કરને વહેંચી આપ્યાં.



## Additional Poetry=વધારાની કવિતા.

Additional, adj. (ઍડીશનલ)=વધારાની. Extra.
Poetry, n. (પોએટ્રી)=કવિતા. Poems.

## The Voice of the Grass=ઘાસનો ઉદ્‌ગાર.

Creeping, pre. p. (ક્રીપીંગ)=ધીમે ધીમે ઉગતું. Growing slowly.
Dusty, adj. (ડસ્ટી)=ધૂળવાળા. Full of dust.
Sunny, adj. (સની)=તડકાવાળી. Where sunshine falls.
Close by=પાસે=Near.
Brook, n. (બ્રુક)=ઝરણું. Stream.
Shady, adj. (શેડ્ડી)=છાયાવાળો. Having shade.
Nook, n. (નુક)=ખુણો. Corner.
Aged, adj. (એજ્ડ)=ઘરડાં. Old.
The poor=Poor people.
My pleasant face you will meet=તમે મારો ખુશનુમા ચહેરો જોશો=You will see my pleasent growth.
Cheering, pre. p. (ચીઅરીંગ)=ખુશ કરતી. Making cheerful.
The sick=Sick persons.
Sick at heart = મનની વ્યથાથી પીડાતા. Suffering from mental worry.
Playing my kindly part=મારો દયામય ભાગ ભજવતી=Doing my kind duty.
Kindly, adj. (કાઇન્ડલી)=પરોપકારી. Benevolent.
Humming. n. (હમીંગ)=ગણગણાટ. Buzzing.
Starry, adj. (સ્ટારી)=તારાવાળી. With stars.
Glad, adj. (ગ્લૅડ)=પ્રકાશિત. Bright.
Welcome, adj. (વૅલકમ)=આનંદ આપનારો. Pleasing.
Humble, adj. (હમ્બલ)=નમ્ર. Gentle.

Gratefully, adv. (ગ્રેઇટફુલી)=કૃતજ્ઞતાપૂર્વક. Thankfully.
Raise, v. t. (રેઇઝ)=ઉચ્ચારૂં છું. ગાઉં છું. Sing.
Him=God. ( Him પ્રભુને માટે વપરાયું છે માટે H કેપીટલ છે ).
Command, n. (કમાન્ડ)હુકમ. Order.
To beautify, v. t. ( ટુ બ્યુટીફાય ) = શણગારવું. સુંદર બનાવવું.
To make beautiful.

હું બધે ધીમે ધીમે ઉગતી આવું છું. ધૂળવાળી રસ્તાની બાજુએ, સૂર્યના પ્રકાશવાળી ટેકરીની બાજુએ, અવાજ કરતા ઝરણની નજીક (અને) દરેક છાંયાવાળા ખુણામાં બધે હું ધીમે ધીમે ઉગતી આવું છું.

હું બધે ધીમે ધીમે ઉગતી હસતી હસતી આવું છું. ખુલ્લા દરવાજાની આસપાસ બધે જ્યાં ઘરડા ગરીબ માણુસો બેસે છે ત્યાં (તથા) અહીં જ્યાં પ્રકાશવાળા તથા આનંદકારી મે મહિનામાં છોકરા રમે છે છે ત્યાં હું બધે ધીમે ધીમે ઉગતી ઉગતી આવું છું.

( ત્રીજો પેરાનું પ્રોસ ઓર્ડર—Here I come creeping creeping everywhere. You will meet my pleasant face cheering the sick at heart in the noisy city street, playing my kindly part and silently creeping, creeping everywhere. )

હું બધે ધીમે ધીમે ઉગતી આવું છું. શહેરના ગરબડાટવાળા મહોલ્લામાં મનની વ્યથા ભોગવતા માણુસોને આનંદ આપતો, મારી પરોપકારી ફરજ બજાવતો અને ચૂપકીથી બધે ધીમે ધીમે ઉગતો મારો ચહેરો જોશો. (=મને જોશો. ).

હું બધે ધીમે ધીમે ઉગતી ઉગતી આવું છું. તમે મને આવતી જોઇ શકશો નહિ કે મારો ધીમો મધુર ગણગણાટ સાંભળી શકશો નહિ, કેમકે તારાવાળી રાત્રીમાં અને તેજસ્વી પ્રભાતના પ્રકાશમાં હું ચૂપકીથી ધીમે ધીમે ઉગતી આવું છું.

ઉન્હાળાના ખુશનુમા કલાકોમાં પુષ્પો કરતાં વધારે આનંદદાયક હું બધે ધીમે ધીમે ઉગતી ઉગતી આવું છું. મને બધે ધીમે ધીમે ઉગતી જોઇને નમ્ર ગાય આનંદ પામે છે અને આનંદી પક્ષી દિલગીર થતું નથી.

હું બધે ધીમે ધીમે ઉગતી ઉગતી આવું છું. જે પ્રભુના હુકમથી ચૂપકીથી ધીમે ધીમે ઉગતી આવીને હું જમીનને સુંદર બનાવું છું તે પ્રભુને માટે ઘણી કૃતજ્ઞતાપૂર્વક હું મારૂં નમ્ર સ્તુતિ ગીત ઉચ્ચારૂં છું.

---

## Stars = તારાઓ.

To glide, v. i. (ટુ ગ્લાઇડ)=સરવું. સરકતું ચાલવું. To move slowly
Endless, adj. (એન્ડલેસ)=છેડા વગરના. અનંત. Boundless.
For ever=હમેશાં=Always.
Blind hurry, (બ્લાઇન્ડ હરી)=અતિશય ઉતાવળ. Undue haste.
Delay, n. (ડીલે)=ઢીલ. Detention.
Mark, v. t. (માર્ક)=જુઓ. See.
Track, n. (ટ્રેક)=રસ્તો. Course.
Divine, adj. (ડીવાઇન)=દૈવી. Heavenly.
Delight, n. (ડીલાઇટ)=આનંદ. Joy.
To shine, v. i. (ટુ શાઇન)=પ્રકાશવું. To glitter.
Orbed, adj. (ઑર્બ્ડ)=ગોળ. Round. Circular in shape.
Souls, n. (સોલ્સ)=આત્માઓ.
Aye, adv. (એય)=હમેશાં. Always. Ever. [direction.
Wither, adv. (વીધર)=ક્યાં. કઇ દિશામાં. Where. In what
Whence, adv. (વ્હેન્સ)=ક્યાંથી. From what place.
Blessing, n. (બ્લેસીંગ)=આશીશ. Bliss.

તેઓ પોતાના અનંત માર્ગ ઉપર હમેશાં શાંત અને હમેશાં

તેજસ્વી, અતિશય ઉતાવળ વગર (કે) ઢીલ વગર સરે છે. રાત્રીની પુત્રીઓને જુઓ. તેઓ દૈવી આનંદમાં દિવસની પછી આવે છે.

મધુર ગોળ આત્માઓ હમેશને માટે અને હમેશાં શાંત તથા હમેશાં તેજસ્વી પ્રકાસ્યા કરો. તમારો માર્ગ કઇ દિશામાં છે કે તમે કયાંથી આવ્યા કે તમારૂં તેજ કેટલું છે તે અમે પુછતા નથી, તમે જોકે દિવસ દરમીયાન સ્વપ્ન રૂપ છો તો પણ રાત્રીએ આશીર્વાદ રૂપ થાઓ.

---

## To Daffodils = ડેફોડીલ્સ ફુલોને.

Daffodils, n. (ડૅફોડીલ્સ)=એક જાતનાં ફુલ.

You haste away so soon=તમે આટલાં જલદીથી જતાં રહો છો (=નાશ પામો છો). You wither and fall off in very short time. [ which rises early.

Early-rising, adj. ( અર્લી-રાઇઝીંગ )=વહેલો ઉગતો. That

Sun has not attained his noon=બપોર થયા નથી=It is not mid-day.

Attained, v. t. (ઍટેઇન્ડ)=પહોંચ્યો. Reached.

Hastening, adj. (હૅસનીંગ)=ઉતાવળે પસાર થતો. Hurrying. Passing away hurriedly. [ suntset.

Until the......even-song=સાયંકાળ થતા સુધી=Till it is

Even- song, n. (ઇવન સૅાન્ગ)=સાંજનું (પ્રાર્થનાનું) ગીત.

**But** to the even song. અહીં But=Only.

Decay, n. (ડીકે)=નાશ. Decline. Death.

Spring, n. (સ્પ્રીંગ)=વસંત ઋતુ. બાલ્યાવસ્થા. Childhood.

Pearls, n. (પર્લ્સ)=મોતી. Drops shining like pearls.

મધુર ડેફોડીલ ફુલો! તમને આટલાં જલદી ચાલ્યાં જતાં (=નાશ પામતાં) જોઇને અમને શોક થાય છે. હજી સુધી વહેલો

ઉગતો સૂર્ય મધ્યાહ્નને પહોંચ્યો નથી. રહો, જલદી પસાર થતો દિવસ સાંજના (પ્રાર્થનાના] ગીત સુધી જાય (=સાંજ પડે) ત્યાં સુધી રહો. અને આપણે ભેગાં મળીને પ્રાર્થના કર્યા બાદ અમે તમારી સાથે જઇશું (=આવીશું).

અમારે તમારી માફક રહેવાને (=જીવવાને) ટુંકો સમય છે (=અમારી જીંદગી પણ તમારા જેવી જ ટુંકી છે). અમારો વસંતઋતુ (=બાલ્યાવસ્થા) તમારા જેટલી જ ટુંકી છે અને નાશને (=મરણે) પહોંચવાને તમારી કે બીજી કોઈ ચીજના વૃદ્ધિકાળ જેટલી જ ઝડપવાળો અમારો વૃદ્ધિકાળ (=જુવાની) છે. તમારા કલાકોની માફક અમે મરણ પામીએ છીએ (=તમારી પેઠે થોડા વખતનું આયુષ્ય ભોગવી અમે મરણ પામીએ છીએ). અને ઉનાળાના વરસાદની માફક અથવા પ્રભાતના ઝાકળનાં મોતીની માફક, ફરીને કદી જણાઇ ન શકીએ તેમ અમે સુકાઈ જઇએ છીએ (=નાશ પામીએ છીએ).

---

## The Tiger=વાઘ.

Burning, pre. p. (બર્નીંગ)=પ્રકાશતો. Shining.

Immortal, adj. (ઇમ્મૉરટલ)=અમર. Imperishable.

To frame, v. t. (ટુ ફ્રેઇમ)=બનાવવું. To make. To create.

Fearful, adj. (ફીઅરફુલ)=ભયંકર. Dreadfull.

Symmetry, n. (સીમેટ્રી)=ઘાટીલી આકૃતિ. Body with well-proportioned limbs.

Deeps, n. (ડીપ્સ)=દરીઆ. Oceans.

Aspire, v. i. (એસ્પાયર)=ઇચ્છા કરવી. Desire.

Dare=શકવું=Can. Wings=પાંખો (=કલ્પનાની પાંખો).

Art, n. (આર્ટ)=કળા. Workmanship.

To twist, v. t. (ટુ ટવીસ્ટ)=આમળવું (=બનાવવું).

Sinews, n, (સીન્યુઝ)=સ્નાયુઓ. Muscles.

To beat, inf. (ટુ બીટ)=થડકવાને.
Dread, adj. (ડ્રેડ)=ભયંકર. Dreadful.
Furnace. n. (ફરનેસ)=ભઠ્ઠી. Oven. [iron is hammered.
Anvil, n. (ઍનવીલ)=એરણ. A block of iron on which
Grasp, n. (ગ્રેસ્પ)=પકડ.Hold.
Deadly, adj. (ડેડલી)=નાશકારક. Mortal.
Terrors, n. (ટૅરર્સ)=ભય. Dreads.
To clasp, v. t. (ટુ ક્લૅસ્પ)=પકડવું. To seize.
Watered, (વૉટર્ડ)=ભીનું કર્યું. Made wet.
He=God. His=God's

હે વાઘ, રાત્રીના સમયે જંગલમાં લાલચોળ ચળકતી આંખવાળા વાઘ, કયો અવિનાશિ હાથ કે આંખ તારી આવી ભયાનક આકૃતિ ઘડી શકી હશે?

કયા દૂરના સાગરોમાં કે આકાશમાં ત્હારી આંખોનો અગ્નિ બળતો હતો? (તને બનાવવા સારૂ) કલ્પનાની કેવી પાંખો ઉપર ઉડવાની ઇચ્છા કરવાની તેણે હામ ભીડી હશે? (તને બનાવવામાં) તે અગ્નિને પકડવાની કયા હાથે હિંમત કરી હશે? કયા બાહુ અને કઈ કળા તારા હૃદયના સ્નાયુઓ વાળી શકી? અને જ્યારે તારૂં હૃદય થડકવા લાગ્યું (=તારામાં જીવ મૂકાયો) ત્યારે (તને બનાવનારના) હાથ અને પગ કેટલી ભયંકર શક્તિવાળા હશે?

(તને જેનાથી બનાવ્યો) તે હથોડો કેવો હશે? તે સાંકળ કેવી હશે? તારૂં મગજ કેવી ભટ્ઠીમાં હશે? એરણ કેવી હશે? કેવી ભયંકર પકડે તેના નાશકારક ભયને પકડવાની હિંમત કરી હશે?

જ્યારે તારાઓએ પોતાના ભાલા (=તેજના ચમકારા) નીચે ફેંકયા અને સ્વર્ગને પોતાના આંસુનાં નીરથી ભીંજાવ્યું ત્યારે શું પ્રભુ પોતાની કૃતિ જોઇ પ્રસન્ન થયા હશે? જેણે ઘેટાના બચ્ચાને (=ઘેટાના બચ્ચા જેવા ગરીબ પ્રાણીને) સર્જ્યું છે તેણે જ તને (=તારા જેવા ભયંકર પ્રાણીને) બનાવ્યો છે?

હે વાઘ, રાત્રીના સમયે જંગલમાં લાલચોળ ચળકતી આંખવાળા વાઘ, કયો અવિનાશી હાથ કે આંખ તારી આવી ભયાનક આકૃતિ ઘડી શકી હશે?

---

## The Brook=ઝરણું.

Brook (બ્રુક)=ઝરણું. નાની નદી. Stream.

Haunts, n. (હૉન્ટસ)=રહેઠાણની જગા. Abodes.

Coot, n. (કુટ)=જળકુકડી. Water-fowl.

Hern, n. (હર્ન)=બગલું. Heron.

Sudden, adj. (સડન)=અચાનક. Unexpected.

Sally, n. (સૅલી)=ધસારો. Rush.

To sparkle, v. i. (સ્પાર્કલ)=ચળકવું. પ્રકાશવું. To shine.

Fern, n. (ફર્ન)=ભીની જગામાં ઉગતો એક જાતનો છોડ. A kind of plant.

To bicker, inf. ( ટુ બીકર )=ઝડપથી વહેવાને. To flow rapidly.

Valley, n. ( વૅલી )=ખીણ. A low space between hill or mountains.

To hurry, v. i. (ટુ હરી)=ઉતાવળે જવું. To go rapidly.

To sleep, v. i. (ટુ સ્લીપ)=સરકવું. To slide.

Ridges, n. (રીજીસ)=ટેકરીઓ. Cliffs.

Thorps, n. (થૉર્પ્સ)=નાના ગામડાં. Small villages.

Half hundred=પચાસ=Fifty.

Farm, n. (ફાર્મ)=ખેડુત. Field.

Last, adv. (લાસ્ટ)=છેવટે. In the end.

To join, inf. (ટુ જૉઇન)=જોડાવાને. To meet.

Brimming, adj. (બ્રીમીંગ)=છલોછલ ભરેલી. Full with water.

Men may come and men may go=માણસો જન્મે છે અને મરે છે=Men are born and die.

For ever=હંમેશાં=Always.
Go on=વહ્યા કરૂં છું=Flow on. [ sound.
To chatter over=ખળખળ વહેવું=To flow over making
Stony, adj. (સ્ટોની)=પત્થરવાળા. With stones.
Sharps, n. (શાર્પ્સ)=તીણા અવાજ. Shrill sounds.
Trebles, n. (ટ્રેબલ્સ)=ઉંચા સ્વર. High notes.
Bubble into=પરપોટા વળતું જાઉં છું=Enter making bubbles.
Eddying, adj. (ઍડીઇંગ)=ભમરી ખાતો. Whirling.
Bay, n. (બે)=અખાત. An inlet of a sea.
Babble, v. i. (બૅબલ)=મંદ અવાજ કરૂં છું. Murmur.
Pebbles, n. (પેબલ્સ)=કાંકરા. Small pieces of stones.
Curve, n. (કર્વ)=વાંક. Zigzag course.
Many a curve=ઘણા વાંક ખાતું=Taking many curves.
Fret, v. t. (ફ્રૅટ)=ધોઇ નાંખું છું. Wash away. [ a time.
Fallow, n. (ફૅલો)=પડતર જમીન. Land left untilled for
Foreland, n. (ફોરલૅન્ડ)=ભૂશિર. Cape.
Set with=થી શણગારાએલી=Adorned with. [ of plant.
Willow-weed, n. (વીલો-વીડ)=એક જાતનો છોડ. A kind
Mallow, n. (મૅલો)=એક જાતનો છોડ. A kind of plant.
Wind, v. i. (વાઇન્ડ)=વાંકુંચુંકું વહેવું. Flow in curves.
Here=અહીં તહીં=A some places.
Blossom, n. (બ્લોસમ)=ફુલ. Flower.
Lusty, adj. (લસ્ટી)=જબરી. Stout.
Trout, n. (ટ્રાઉટ)એક જાતની માછલી. A kind of fish.
Grayling, n. (ગ્રેલીંગ)=એક જાતની માછલી. A kind of fish.
Foamy, adj. (ફોમી)=ફીણવાળું.
Flake, n. (ફ્લેઇક)=થર. Layer.

Foamy flake=ફીણનો થર=Layer of foam.
Travel, v. i. (ટ્રાવેલ)=મુસાફરી કરું છું=journey.
Silvery, adj. (સીલ્વરી)=સફેદ. White.
Waterbreak, n. (વૉટરબ્રેક)=ઝીણાં મોજાં. Ripple.
Golden, adj. (ગોલ્ડન)=સોનેરી. Of golden colour.
Gravel, n.(ગ્રેવલ)=કાંકરી. Small pebbles. [making sound.
Steal, v. i. (સ્ટીલ)=અવાજ કર્યા વગર વહું છું=Flow without
Lawns, n. (લૉન્સ)=લીલોતરીવાળી જગાઓ. Meadows.
Hazel, n. (હેઝલ)=એક જાતનું ઝાડ. A kind of small tree.
Covers, n. (કવર્સ)=ઝાડીઓ. Thickets. [ kind of plants.
Forget-me-nots, n. (ફરગેટ-મી-નૉટસ)=એક જાતના છોડ. A
Lovers, n. (લવર્સ)=પ્રેમીઓ.
Gloom, v. i. (ગ્લુમ)=શ્યામ પડું છું. Become dark.
Glance, vi i. (ગ્લાન્સ)=ચળકું છું. Glitter. [ the surface.
Skimming, adj. (સ્કીમીંગ)=સપાટી ઉપર તરતી. Moving on
Swallows, n. (સ્વૉલોઝ)=ચકલીઓ. Sparrows.
Netted, adj. (નેટેડ)=જાળીના માફક પડતો. Falling like a net.
Sunbeam, n. (સનબીમ)=સૂર્યનું કિરણ. Ray of the sun.
Shallows,n.(શૅલોઝ)=ખાબોચીયાં.છીછરી જગ્યાઓ.Shallow parts.
Murmur,v.i.(મરમર)=મંદમંદ અવાજ કરું છું. Make a low sound.
Brambly, adj. (બ્રૅમ્બલી)=કાંટાવાળા. Full of thorns.
Wilderness,n.(વીલ્ડરનેસ)=ઉજ્જડ મેદાનો. Wild barren plain.
Linger, v. i. (લીન્ગર)=ધીમે ધીમે વહેવું. Flow slowly.
Shingly, adj. (શીન્ગલી)=મરડીઆવાળા. Full of gravel.
Bars, n. (બાર્સ)=કાંઠા. Banks.
Loiter, v. i. (લૉઇટર)=ભટકું છું. Wander.
Cresses, n. (ક્રેસીસ)=એક જાતના છોડ. A Kind of plants growing in moist places.

હું જળકુકડી અને બગલાના રહેઠાણમાંથી આવું છું. હું ઓચિંતો ધસારો કરૂં છું અને ખીણમાં ઝડપથી વહી જવાને ફર્નમાં ઝળકી ઉઠું છું.

હું ત્રીસેક ટેકરીઓ, વીસેક ગામડાં, એકાદ નાનું શહેર તથા પચાસેક પૂલો આગળ થઇને ઝપાટાબંધ વહી જાઉં છું અથવા ટેકરીઓ વચ્ચે સરૂં છું.

છેવટે હું ફીલીપના ખેતર આગળ થઇને છલોછલ નદીને મળવાને વહું છું. કેમકે માણસો જન્મે છે અને મરે છે પણ હું તો હંમેશાં વહ્યાં જ કરૂં છું.

હું તીવ્ર અને ઉંચા સ્વરથી પત્થરવાળા રસ્તાઓ ઉપર ખળખળ વહું છું. ભમરી ખાતા અખાતોમાં હું પરપોટા પાડતું જાઉં છું. હું કાંકરા ઉપર મૃદુ અવાજ કરૂં છું.

ઘણાં ખેતરો તથા પડતર રહેલી જમીનો આગળ થઇને તેમજ વીલોવીડ અને મૅલો નામના છોડવાઓવાળી સુંદર ભુશિરો આગળ થઇને હું ઘણા વાંક લેતી મારા કિનારાને ધોઇ નાંખું છું.

છલોછલ નદીને મળવાને જતાં હું ખળખળ ખળખળ અવાજ કરૂં છું. કેમકે માણસો જન્મે છે અને મરે છે પણ હું તો હંમેશાં વહ્યા જ કરૂં છું.

હું વાંકીચુકી (ખીણોની) અંદર અને બહાર વહું છું. કોઇક સ્થળે મારા ઉપર એકાદ ફુલ તરતું હોય છે અને કોઇક સ્થળે મોટી ટ્રાઉટ માછલી અને કોઇક સ્થળે ગ્રેલીંગ માછલી તરતી હોય છે.

પાણીના અથડાવાથી થતા સફેદ દેખાવ સાથે સોનેરી કાંકરી ઉપર જયારે હું વહું છું ત્યારે મારા ઉપર કોઇક સ્થળે ફીણનું પડ હોય છે.

હું તેમને બધાંને સાથે ઘસડી જઉં છું અને છલોછલ નદીને મળવા જાઉં છું, કેમકે માણસો જન્મે છે અને મરે છે પણ હું તો હંમેશાં વહ્યા જ કરૂં છું.

મેદાન અને ઘાસવાળી જમીન આગળ હું ચુપકીથી વહું છું.

હેઝલની ઝાડી આગળથી હું સરકું છું. સુખી પ્રેમીઓ માટે ઉગતા ફૉર્ગેટ-મી-નોટ નામના છોડવાઓને હું ડોલાવું છું.

હું મારા ઉપર તરતી મારી ચકલીઓ સાથે હું ધીમે ધીમે વહું છું, સરકું છું, શ્યામ પડું છું (ઉંડાણવાળા ભાગમાં વહું છું) અને પ્રકાશું છું. મારા રેતાળ છાછરા ભાગો ઉપર જાળની માફક પ્રસરેલા સૂર્યના કિરણને હું નચાવું છું (સૂર્યનાં કિરણ નાચતાં લાગે છે).

ચંદ્ર અને તારાઓની નીચે (તારાઓના પ્રકાશમાં) કાંટાવાળા વેરાન પ્રદેશમાં થઇને વહેતાં હું ધીમો ધીમો અવાજ કરૂં છું. કાંકરાવાળા કાંઠા આગળથી હું ઘણી ધીમે પસાર થાઉં છું. હું મારા ક્રેસ છોડવાઓની આસપાસ ભટકતી વહું છું.

છલોછલ નદીને મળવાને હું ફરીને બહાર વાંક લઇને વહું છું. કેમકે માણસો જન્મે છે અને મરે છે પણ હું તો વહ્યાં જ કરૂં છું.

---

## Song=ગીત.

Dove, n. (ડવ)=કબુતર.

Grieving, n. (ગ્રીવીંગ)=શોક. Grief.

To grieve, v. i. (ટુ ગ્રીવ)=શોક કરવો. To be sorry.

Thread, n. (થ્રેડ)=દોરી. String.

Of my own hand's weaving=મારે જ હાથે વણાએલી=Woven by my own hands.

Sweet little red feet=રાતા પગવાળા મધુર નાના કબુતર.

મારે એક કબુતર હતું અને તે મધુર કબુતર મરી ગયું. અને મને લાગે છે કે તે શોકમાં ને શોકમાં મરી ગયું. અરે! પણ તેને શા માટે શોક કરવો પડે? તેના પગ મારા પોતાના હાથે વણેલી રૂપેરી દોરીથી બાંધેલા હતા. રાતા પગવાળા મધુર નાનકડા કબુતર! તું શા માટે મરી ગયું? મધુર પક્ષી! તેં શા માટે મારો ત્યાગ કર્યો? શા માટે? જંગલના ઝાડમાં તું એકલું રહેતું હતું તો સુંદર પક્ષી! મારી

સાથે તું શા માટે ન રહ્યું? હું તને ઘણી વખત ચુમતો હતો અને તને વટાણા આપતો હતો. લીલાં ઝાડોમાં જેમ આનંદથી તું રહેતું હતું તેમ અહીં કેમ ન રહ્યું?

---

## A Sea-Song=સમુદ્ર ગીત.

Fathom, n. (ફૅધમ)=૭ ફીટ. A measure of six feet.
Five fathoms=૩૦ ફીટ=Thirty feet.
Coral n. (કોરલ)=પરવાળાં. Bones, n. (બોન્સ)=હાડકાં.
Pearls, n. (પર્લ્સ)=મોતી.
To fade, v. i. (ટુ ફેઇડ)=કરમાવું. નાશ પામવું. To perish.
Doth=Does.
Doth suffer a change=ફેરફાર પામે છે=Does undergo a change.
Sea-nymphs, n. (સીનીમ્ફસ)=દરીઆઇ પરીઓ.
Hourly, adv. (અવરલી)=દર કલાકે. Every hour.
Knell, n. (નેલ)=મરણનો ઘંટ. Funeral bell.
Ding-dog, n. (ડીન્ગ-ડૉન્ગ)=ડીંગડોંગ. Sound of bells.
Hark, v. t. (હાર્ક)=સાંભળો. Hear.

તારો પિતા દરીઆમાં પૂરા ત્રીસ ફીટ નીચે પડેલો છે. તેના હાડકાંના પરવાળાં બનેલાં છે. તેની જે આંખો હતી તે મોતી છે. (Nothing of him that doth fade that fades=Body that fades=શરીર જે નાશવંત છે). નાશવંત દેહમાંથી કાંઇ નાશ પામતું નથી પણ દરીઆની અસરથી કાંઇક કીંમતી અને નવાઈ જેવી વસ્તુમાં તેનું રૂપાંતર થઇ જાય છે. દરીઆઇ પરીઓ તેના મરણનો ઘંટ દર કલાકે ડીંગડોંગ વગાડે છે. સાંભળો, હું અત્યારે ડીંગડોંગ (વગાડતાં) તેમને સાંભળું છું.

---

## Lucy Gray=લુસી ગ્રે.

Oft, adv. (ઑાફ્ટ)=ઘણી વખત. Often.
Wild, n. (વાઇલ્ડ)=જંગલ. Jungle.
I chanced to see=સંયોગવશાત્ નજરે પડી=I happened to see.
At break of day=મળસકું થતાં=At dawn.
Solitary, adj. (સૉલીટરી)=એકલું. Lonely.
Mate, n. (મેઈટ)=મિત્ર. Friend.
Comrade, n. (કૉમરેડ)=સાથી. Companion.
Dwelt, v. i. (ડ્વૅલ્ટ)=રહેતી હતી. Lived.
Moor, n. (મુર)=ભેજવાળું મેદાન. Marshy plain.
Grew, v. i. (ગ્રુ)=મોટી થઈ. ઉગી.
Human, adj. (હ્યુમન)=માણસના. Of men.
To spy, v. t. (ટુ સ્પાય)=જોવું. To see.
Fawn, n. (ફૉન)=નાનું હરણ. Young deer.
At play=રમતું=Playing.
Green, n. (ગ્રીન)=લીલોતરીવાળી જમીન. Green land.
Stormy, adj. (સ્ટૉર્મી)=તોફાની. Tempestuous. [by light.
To light, v. t. (ટુ લાઈટ)=ને માટે દીવો ધરવા. To show way
Scarcely, adv. (સ્કેર્સલી)=ભાગ્યેજ. Hardly.
Minster clock, n. (મીન્સ્ટર ક્લૅાક)=દેવળનું ઘડીઆળ. Clock of the church.
Yonder, adv. (યૅાન્ડર)=પેલી બાજુ.
At this=આથી=Hearing this.
Raised, v. t. (રેઇઝ્ડ)=ઉંચક્યાં. Lifted.
Hook, n. (હુક)=દાતરડું. Sickle.
Snapped, v. t. (સ્નૅપ્ડ)=તોડી. Broke. [ sticks.
Fagot-band, n. (ફૅગટ-બૅન્ડ)=લાકડાંની ભારી. Bundle of

Plied, v. t. (પ્લાઇડ)=કર્યો કર્યું. Went on with.
Blither, adj. (બ્લાઇધર)=વધારે આનંદી. More cheerful.
Roe, n. (રો)=હરણી.She-deer. (Roe એ Hartનું નારીજાતિ છે).
Many a =ઘણા=Many.
Wanton, adj. (વૉન્ટન)=રમતીયાળ. Sportive.
Stroke, n. (સ્ટ્રોક)=કુદકો. ફલંગ. Jump.
Disperse, v. t. (ડીસ્પર્સ)=ઉડાડે છે. Scatter.
Powdery, adj. (પાઉડરી)=ભુકાવાળો. [ powder.
Powdery snow=ભુકા જેવો બરફ=Snow which is like
Wretched, adj. (રેચેડ)=દુ:ખી. Miserable.
Far and wide=ઘણે દૂર સુધી=To a great distance.
Sight, n. (સાઇટ)=દેખાવ. Sign.
To serve, v. t. (ટુ સર્વ)=કામ લાગવું. To be of use.
Guide, n. (ગાઇડ)=ભોમીઓ. One who shows way.
Overlooked, v. t. ( ઓવરલુકડ )=જેના ઉપરથી દેખાતી હતી. Commanded the view of.
Thence, adv. (ધેન્સ) ત્યાંથી. From that place. [ yards.
Furlong, n. (ફર્લોંગ)=૨૨૦ વાર. Two hundred & twenty
Homeward, adv. (હોમવર્ડ)=ઘર તરફ. Towards home.
Spied, v. t. (સ્પાઇડ)=જોયો. Saw.
Print, n. (પ્રીન્ટ)=છાપ. Mark.
Steep, adj. (સ્ટીપ)=ઉભી. Precipitate.
Edge, n. (એજ)=ધાર.
Tracked, v. t. (ટ્રૅક્ટ)=પગલાં જોતાં જોતાં ગયાં. Followed.
Hawthorn, n. (હૉથૉર્ન)=એક જાતનો કાંટાવાળો છોડ.
Hedge, n. (હેજ)=વાડ. Fence.
Plank, n. (પ્લૅન્ક)=પાટીયું.

Maintain, v, t. (મેઈનટેઈન)=માને છે. Hold.
Lonesome, adj. (લોનસમ)=એકાંત. Solitary.
Over rough and smooth=ટેકરીઓ અને મેદાન ઉપર=On hills and plains.
Trips, v. i. (ટ્રીપ્સ)=ધીમે ધીમે ચાલે છે. Walks.
Whistles, v. i. (વ્હીસલ્સ)=અવાજ કરે છે.
That whistles in the wind=The sound of which is heard in the wind.

મેં લુસી ગ્રે સંબંધી ઘણી વખત સાંભળ્યું છે અને જ્યારે મેં જંગલ ઓળંગ્યું ત્યારે પરોઢમાં એક એકલવાયું બાળક મારી નજરે પડ્યું.

લ્યુસીને કોઇ મીત્ર કે સાથી ન હતો. તે એક વિશાળ ભેજવાળા મેદાનમાં રહેતી હતી. તે મનુષ્યને આંગણે જન્મતાં બાળકોમાં સૌથી વધારે મધુર હતી.

(ત્યાં) તમે હજુ હરણને રમતું જોશો અને લીલોતરીવાળી જગા ઉપર સસલાને જોશો. પણ લુસી ગ્રેનો મધુર ચહેરો હવે દેખાશે નહિ.

"આજની રાત તોફાનવાળી થશે. (મારા) બાળક! તારી માતાને બરફમાં રસ્તો બતાવવાને ફાનસ લઇને તારે શહેરમાં જવું જોઇએ."

"પિતાજી! તે હું ખુશીથી કરીશ. હજુ ભાગ્યે જ બપોર પછીનો વખત થયો છે. દેવળની ઘડીઆળમાં હમણાં જ બે વાગ્યા છે અને ચંદ્ર હજુ પેલી બાજુ છે."

આ સાંભળીને બાપે પોતાનું દાતરડું ઉંચું કર્યું અને લાકડાની ભારી કાપી. તે પોતાનું કામ કર્યે ગયો અને લુસીએ પોતાના હાથમાં ફાનસ લીધું.

પર્વતની હરણી તેના કરતાં વધારે આનંદી ન હતી. તેના પગ ઘણાં રમતીઆળ પગલાંથી ભુકા જેવો બરફ ઉડાડે છે જે (બરફ) ધૂમાડાની માફક ઉંચો ઉડે છે.

તોફાન તેના વખતથી વહેલું આવ્યું. તેણી ઉપર નીચે ભટકી અને લુસી ઘણી ટેકરીઓ ચઢી પણ શહેરમાં કદી પહોંચી નહિ.

તે આખી રાત તે દુઃખી માબાપ ઘણે દૂર સુધી બુમો પાડતાં ગયાં. પણ તેમને માર્ગદર્શક થઈ પડે તે માટે કંઈ અવાજ કે નિશાની ન હતી.

પરોઢમાં તેઓ ટેકરી ઉપર ઉભાં રહ્યાં, જે ટેકરી ઉપરથી મેદાન દેખાતું હતું. ત્યાંથી તેઓએ લાકડાનો પુલ જોયો, જે (પુલ) તેમના બારણાથી (=મકાનથી) એક ફર્લાંગ દૂર હતો.

તેઓ રડ્યાં અને ઘર તરફ વળીને બોલ્યાં. "આપણે બધાં સ્વર્ગમાં મળીશું." તે વખતે માએ બરફમાં લુસીનું પગલું જોયું.

પછી ઉભી ટેકરીની ધાર નીચે તેઓ તેનાં નાનાં પગલે પગલે ગયાં અને ભાગેલા હૉથૉર્નની વાડમાં થઇને અને લાંબી પત્થરની દિવાલ પાસે થઇને ગયાં.

અને પછી તેઓએ એક ખુલ્લું ખેતર ઓળંગ્યું. હજુ પણ પગલાં તે જ હતાં. તેઓ તે પગલે પગલે આગળ વધ્યાં અને તે ખોવાયાં નહિ, અને તેઓ પૂલે પહોંચ્યાં.

એક પછી એક તે પગલે પગલે બરફવાળા કિનારેથી તેઓ પાટીઆના મધ્ય ભાગમાં ગયાં અને આગળ કાંઈ પગલાં ન હતાં.

હજુ આજે પણ કેટલાક માને છે કે તે જીવતી છે, (અને) તમે મધુર લુસી ગ્રેને એકાંત જંગલમાં જોઇ શકશો. તે ટેકરીઓ અને મેદાન ઉપર ચાલે છે અને કદી પાછળ જોતી નથી અને એકાંતમાં ગીત ગાય છે જે પવનમાં સંભળાય છે.



# સંસ્કૃત સાહિત્યની કથાઓ

## ( ભાગ પહેલો )

**મહા કવિ કાલિદાસનાં કાવ્ય-નાટકોની નવલિકાઓ.**

લખનાર:—**ન્હાનાલાલ નાથાલાલ શાહ; એમ. એ.**

સોનેરી નામનું પાકું પુઠું કીં. રૂ. ૧-૧૨-૦

વડોદરા સયાજી હાઈસ્કૂલના પ્રિન્સિપાલ સા૦ શ્રી **હીરાલાલ વ્રજભુખણદાસ ઓફના** ઉપોદ્‌ઘાત તથા આવશ્યક શબ્દકોષ સાથે.

આ ગ્રંથમાં નીચેની નવલિકાઓ છે:—



**વડોદરા રાજ્યના વિદ્યાધિકારી મે. રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિતનો** અભિપ્રાય:—

"લેખકની શૈલી આકર્ષક છે. ભાષા સાદી, સરળ તથા સંસ્કારી છે, અને કથા એવી રીતે યોજી છે કે, વાંચકને વાર્તા પૂરી થતાં સુધી પુસ્તક છોડવું ગમે નહીં. ×× **જો ૧૪ વર્ષથી માંડીને વધારે મોટી વયના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં આવાં પુસ્તકો રાખવામાં આવે તો તેથી ખરેખર લાભ થશે** એમ હું માનું છું. કોષ વગેરે સામગ્રીથી બીજા વાચકોને અર્થ સરળ થશે."

**"સાહિત્ય" પત્રના વિદ્વાન તંત્રીનો અભિપ્રાય:—**

"આમાં શ્રી હીરાલાલ વ્રજભુખણદાસ ઓફે સમર્થ અને વિદ્વતાયુક્ત ઉપોદ્‌ઘાત લખ્યો છે. પુસ્તકમાં કાલિદાસનાં કાવ્યો અને નાટકોની વાર્તાઓનો સાર આપ્યો છે. અંગ્રેજીમાં Lumb's tables from Shakespeare છે. તેની જાણે આ વફાદાર અને છતાં વિચારશીલ નકલ ન હોય! વાંચવી ગમે તેવી હૃદયંગમ બાનીમાં લેખકે વાર્તા કહી છે. કશું સ્ખલન થયું નથી કે કશો અંતરાય નડ્યો નથી."

# નવા મિનિંગની જાહેર ખબર.

અંગ્રેજી સ્કુલોમાં ભણતા વિદ્યાર્થીઓના ખાસ ઉપયોગ માટે ન મિનિંગો તૈયાર કરાવ્યા છે. મિનિંગની કોઈ ચોપડી ખરીદતાં ' અમારા આ મિનિંગો જોવા. કીમત તથા અંદરના શુદ્ધ કામની ખામણી કરી જોવાથી લખાણની સરસાઈની તેમજ કીમતના સ પણાની ખાત્રી થશે. **સામટા લેનારને કમીશન સારૂં મળે છે.**

| | |
|---|---|
| **મેકમીલન ન્યૂ રીડર પ્રાયમર નં. ૧–૨ ના** બેગા મિનિંગ | ૦— |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૧ લાના મિનિંગ** | ૦— |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૨ જાના** ,, | ૦— |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૩ જાના** ,, | ૦—૧૨ |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૪ થાના** ,, | ૧—૦- |
| **મેકમીલન ન્યૂ રીડર નં. ૫ માના** ,, | ૧—૪- |

---

| | |
|---|---|
| **નેલસન ઈંડિયન પ્રાયમરના** મિનિંગ–પુરા તરજુમા સાથે. | ૦—૪- |
| **નેલસન** ,, રીડર નં. ૧ ના મિનિંગ ,, | ૦—૮- |
| **નેલસન** ,, રીડર નં. ૨ ના મિનિંગ ,, | ૦ |
| **નેલસન** ,, રીડર નં. ૩ ના મિનિંગ ,, | ૧ |
| **નેલસન** ,, રીડર નં. ૪ ના મિનિંગ ,, | ૧- |

( નં. ૪–૫ માં એસોબ્રેટર નોટ્સ, એક્સપ્લેનેશન્ **ગુજરાતી** ઈક્વીવિલન્સ, ટ્રાન્સલેશન્સ. પારાફ્રેઝીસ તથા માંના જરૂરી સવાલો વગેરે વિસ્તારથી આપેલા છે. ) સ

**જીવનલાલ એન્ડ સન્સ,** કાલબાદેવીરોડ; **મુંબઈ (ન**

**જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ–અમદા**

આદિત્ય મુદ્રણાલયમાં ગજાનન વિશ્વનાથ પાઠકે છાપ્યાં
ઠે. રાયખડ રોડ; અમદાવાદ